# સામાયિક સ્વરૂપ




પ્રયોજક

શંકરલાલ ડી. કાપડીઆ

સુપ્રી. શ્રી ય. વિ. જૈન ગુરુકુળ પાલીતાણા.



પ્રકાશક

મેસર્સ એ. એમ એન્ડ કું.

પાલીતાણા

વિ. સં. ૧૯૯૩ ઈ. સ. ૧૯૩૭ વીર સં. ૨૪૬૩.

મૂલ્ય ૦-૫-૦

# મુખપૃષ્ઠ ચિત્ર પરિચય



મેતાર્ય મુનિને પ્રચડ તાપમા ઊભા રાખી સોનીએ લીલી વાધર તેમના શિરપર બાધી પરિણામે મુનિરાજને અસહ્ય પીડા થઈ અને ખોપરી ફાટી જવાથી મરણને શરણ થયા આવી અસહ્ય પીડા સોનીએ કરી પણ મુનિરાજ અદ્દસ્ય રીતે સોની પર દયા ચિતવી તેને ક્ષમા આપે છે, અને સોની પોતે કરેલા અવિચારી કૃત્યને માટે પશ્ચાત્તાપ કરે છે એ ચિત્રનો સાર છે

"હે ભલા પ્રભુ! મે આ મુનિરાજને નાહક સતાપ્યા અને તેમના પ્રાણ લીધા, હે પ્રભુ! આ પાપમાથી હુ કયારે છુટીશ!" (સમયક સામયિક ઉપર મેતાર્ય મુનિવરની કથા ઉપરથી)

મુદ્રક ધીરજલાલ ટોકરશી શાહ
જ્યોતિ મુદ્રણાલય : જુમ્મા મસ્જીદ સામે, પાનકોર નાકા–અમદાવાદ

# અ ર્પ ણ

જ્ઞાનગુણગંભીર, ગીતાર્થી, પૂજ્ય
પંન્યાસ શ્રી ચંદ્રવિજયજી મહારાજના
પવિત્ર પાદપદ્મમાં



પૂજ્યશ્રી !

**આ**પના પરમ ગુરુદેવ શ્રી વિજયકેશરસૂરીશ્વરજીના પવિત્ર પગલે ચાલી, અધ્યાત્મના પવિત્ર માર્ગનું અનુસરણ કરી, આપે એક સુશિષ્ય તરીકે નામ ઉજ્જવલ કર્યું છે, તેમજ આપની નિખાલસ, સહાનુભૂતિ ભરી અને શાસન પ્રેમની ધગશ ધરાવતી સાધુતાએ મારા જેવા અનેકના હૃદયમાં જૈનશાસન પ્રત્યેનો જે પ્રેમ રેડયો છે તેથી, તેમજ મારા આ લઘુ પુસ્તકના જન્મમાં અને પ્રકાશનમાં, આપની પ્રેરણા જ્યાં મુખ્ય છે, તેવું આ પુસ્તક આપની પંન્યાસ પદવીપ્રદાન પ્રસંગે, આપના જ ચરણકમળમાં અર્પણ કરી કૃતાર્થ થાઉં છું આનાથી વધુ મારું શું સદ્‌ભાગ્ય હોઈ શકે !

આપનો ચરણરજ ,

પાલીતાણા
તા ૧૪-૫-૩૭

શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીયા
નાં અનેકશઃ વંદન

# વિષયાનુક્રમ

# આમુખ

**સા**માયિક સદ્બોધ નામનુ પુસ્તક પ્રથમ આ પુસ્તકના પ્રયોજક તરફથી બહાર પાડવામા આવ્યુ હતુ, તેની બધી નકલો ખપી જતાં તેનો સક્ષેપ કરી તથા તેમા ઉપયોગી બીજા વિષયોનો વધારો કરી, તેને નવીન રૂપે પ્રગટ કરવાની પરમ પૂજ્ય પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ **પન્યાસજી મહારાજ શ્રીધર્મવિજયજી** મહારાજની પ્રેરણા થવાથી સામાયિક સ્વરૂપનું પુસ્તક જનતાને ચરણે ધરેલ છે, જેથી આ પુસ્તકનું પ્રકાશન તેઓ સાહેબને આભારી છે

જૈન ધર્મના અપ્રતિમ અને સર્વોત્તમ અહિંસા અને સ્યાદ્વાદ બન્ને સિદ્ધાંતો આ વૈજ્ઞાનિક જગતમા સર્વાંશે સર્વમાન્ય બન્યા છે તે સિધ્ધાંતોનું મૂર્તસ્વરૂપ વાચકોના સ્મરણ પર ચિરસ્થાયી રહે તેવા શુભાશયથી ગુજરાતના પ્રખ્યાત ચિત્રકાર રા. રા શ્રી કનુભાઈ દેસાઇ પાસે ભાવવાહી આકૃતિઓ [ડીઝાઇનો] કરાવીને આ પુસ્તકના મુખપૃષ્ઠ ઉપર આદર્શ અહિંસાદર્શક ચિત્ર તથા પાછળના પૃષ્ઠ પર સ્યાદ્વાદ સિદ્ધાંતને સ્પષ્ટ કરતા દૃષ્ટાંતનું ચિત્ર મૂકવામાં આવેલ છે સ્યાદ્વાદીજ સર્વ નયોના સ્વરૂપને યથાર્થ સમજનાર હોય છે અને જેઓ સર્વનયજ્ઞ હોય છે તેવાજ પુરુષો મમવૃત્તિના સુખનો આસ્વાદ કરી શકે છે

આ પુસ્તકમા સામાયિક સદ્બોધમાથી સામાયિકના સૂત્રો અને ભાવાર્થ સામાયિક સમીક્ષા, સામાયિકના આઠ ભેદની આઠ રસમય અને બોધક વાર્તાઓ, તથા શ્રીમન્-મહામહોપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજ કૃત જ્ઞાનસાર ઉપરથી પરમપૂજ્ય સન્મિત્ર મુનિમહારાજ શ્રી કર્પૂરવિજયજી મહારાજે ઉદ્ધૃત કરેલ દરેક અષ્ટકનો સાર,તેમજ ધ્યાન-વિચારના વિષયો દાખલ કરવામા આવેલ છે તદુપરાત સામાયિકના બત્રીશ દોષો દૂર કરવાની દોષનિવારક વિચાર શ્રેણી, તથા મનો સયમ અને મનને વશ કરવાની કુચીઓના વિચારણીય અને અમૂલ્ય વિષયોનો સમાવેશ કરવામાં આવેલ છે

સામાયિકના ૩૨ દોષ નિવારણમાજ શુદ્ધ સામાયિકની સફળતા છે તેના માટે માનસિક ઉપાયો શોધી કાઢવાની જીજ્ઞાસાને પરિણામે જ આ વિચારશ્રેણી ઉપજાવવામા આવી છે માટે કોઈ પણ જાતનો માનસિક વાચિક કે કાયિક દોષ સામાયિકની અદર ઉપસ્થિત થતા તેને આધીન ન થઇ જવાય તેની કાળજી રાખવી અને તે દોષને ટાળવા માટે આ પુસ્તકમા બતાવેલી વિવિધ ભાવનાઓ તરફ મનની વૃત્તિઓ આત્મજાગૃતિ પૂર્વક કેન્દ્રિત કરવી

આધુનિક દુનિયામા શારીરિક રોગથી પીડાતા માણસો કરતા માનસિક રોગથી પીડાતાઓની સખ્યા અનેકગણી છે શારીરિક રોગ પ્રત્યક્ષ હોવાથી આ ભવમાં તેને નિવારવાના ઉપચારો મળે છે અને મટાડી શકાય છે માનસિક રોગો પરોક્ષ હોવાથી નિદાન થઇ શકતું નથી. ઉપરાંત માનસિક કારણો કર્મ બંધનો હેતુભૂત હોવાથી દરેક ભવમા જીવને તેની પીડા ભોગવવી જ પડે છે અને અતિ સસાર ભ્રમણ કરાવનાર નિવડે છે તેમ સામાયિકનો પરમ ઉપદેશ મનુષ્યની ચચળ અને અસ્થિર વૃત્તિઓને દૂર કરી સમભાવમા જોડી મોક્ષ સુખ મપાદન કરવાનો છે આથી ભારતવર્ષમા પ્રસિદ્ધિને પામેલ કલ્યાણ માસિક કે જેની માસિક હજારો નકલ ખપે છે તેના ભોગ દળનાર યોગા-

ક્રમાથી ભાવાર્થ રૂપે મનને વશ કરવાના ઉપાયોનો અમૂલ્ય લેખ પ્રગટ કરવામાં આવ્યો છે

આ પુસ્તકના દરેકે દરેક વિષયો અતિમનન કરવા યોગ્ય છે, તેથી જિજ્ઞાસુઓને તેમ જ્ઞાનપિપાસુઓને તે બાબત વાચવા વિજ્ઞપ્તિ કરું છું

આ સંયોગે દરેક સંસ્થાઓને તથા પાઠશાળાના સંચાલકોને વિજ્ઞપ્તિ કરવાની કે આ પુસ્તક જો વાચતા ઉપયોગી જણાય તો તેઓ પોતાના હસ્તક ચાલતી સંસ્થા કે પાઠશાળામા તેને સ્થાન આપી આભારી કરશે.

આ પુસ્તકના લખાણ અંગે જે કંઇ પત્રવ્યવહાર કરવો હોય તે તેના પ્રયોજકના સિરનામે કરવો અને પુસ્તક સંબંધી સઘળો પત્રવ્યવહાર તેના પ્રકાશકના સિરનામે કરવો. ૐ શાંતિ શાંતિ શાંતિ

પ્રયોજક



# સામાયિક સ્વરૂપ

[૧]

## નવકારસૂત્ર—પંચમંગળરૂપ

નમો અરિહંતાણં ॥ ૧ ॥
નમો સિદ્ધાણં ॥ ૨ ॥
નમો આયરિયાણં ॥ ૩ ॥
નમો ઉવજ્ઝાયાણં ॥ ૪ ॥
નમો લોએ સવ્વસાહૂણં ॥ ૫ ॥
એસો પંચનમુક્કારો સવ્વ પાવપ્પણાસણો ।
મંગલાણં ચ સવ્વેસિં પઢમં હવઇ મંગલં ॥૯॥

## શબ્દાર્થ

નમો—નમસ્કાર હો  અરિહંતાણં—અરિહંત ભગવાનોને
સિદ્ધાણં-સિદ્ધભગવાનોને  આયરિયાણં-આચાર્ય
ઉવજ્ઝાયાણં—ઉપાધ્યાય મહારાજોને  મહારાજોને
લોએ—લોકમા  સવ્વસાહૂણં—સર્વ સાધુઓને

એસો—એ  પંચનમુક્કારો—પાંચને કરેલ નમસ્કાર
સવ્વપાવ—બધા પાપનો  પ્પણાસણો—નાશ કરનાર
મંગલાણં—મંગલોમા  ચ—અને
સવ્વેસિં—સર્વને વિષે  પઢમં—પ્રથમ
હવઇ—છે  મંગલં—મંગળ

## વાક્યાર્થ

નમો અરિહંતાણં—શ્રી અરિહંત પરમાત્માને નમસ્કાર થાઓ
નમો સિદ્ધાણં— શ્રી સિદ્ધ પરમાત્માને નમસ્કાર થાઓ
નમો આયરિયાણં—શ્રી આચાર્ય મહારાજને નમસ્કાર થાઓ
નમો ઉવજ્ઝાયાણં—શ્રી ઉપાધ્યાય મહારાજને નમસ્કાર થાઓ
નમો લોએ સવ્વસાહૂણં-અઢીદ્વીપમા રહેતા સર્વ સા
મહારાજને નમસ્કાર થાઓ
એસો પંચ નમુક્કારો—એ પાંચેને કરેલ નમસ્કાર
સવ્વપાવપ્પણાસણો—સર્વ પાપનો નાશ કરનાર છે
મંગલાણં ચ સવ્વેસિં—અને સર્વે મંગલોમા
પઢમં હવઇ મંગલં—પ્રથમ મંગળ રૂપ (કલ્યાણરૂપ)

સમજુતી—નવકારમંત્ર પરમેષ્ઠિમંત્ર કહેવાય છે પર
એટલે ઊંચે સ્થાને-અધિકારે "ષ્ઠિન્" એટલે રહેલા

અર્થાત્ ઊંચે સ્થાને યા અધિકારે રહેલા તે પરમેષ્ઠી ગણાય છે જેથી સર્વ મનુષ્યો કરતા તેમનુ સ્થાન અધિકારશક્તિ અને સત્તા ઉંચા પ્રકારની હોય છે વળી 'પરમે' એટલે ઊંચા સ્વરુપમા "ષ્ઠિન્" એટલે રહે તે પરમેષ્ઠિ કહેવાય છે, વળી અરિહંત પ્રભુ ગુર્વાદિક આ ભવમા તેમ ભવોભવમા સુખકર્તા છે, જેથી પરમોત્કર્ષના કારણભૂત હોવાથી પણ પરમેષ્ઠી કહેવાય છે

**પંચપરમેષ્ઠીના અર્થનુ પરિસ્ફોટન**—શ્રી અરિહંત પ્રભુના ત્રણ અર્થ થાય છે (૧) **અર્હંત** એટલે જે પૂજા સત્કાર કરવા યોગ્ય છે તે (અર્હંતમા અર્હ્ ધાતુ છે અને તેનો અર્થ યોગ્ય થવુ થાય છે) **અરિહંત** એટલે આઠ કર્મરૂપ શત્રુને હણનાર (૩) **અરૂહંત** એટલે જેમના કર્મો ક્ષીણ થઇ જવાથી બીજો ભવ લેવાનો નથી વળી તેમને વીતરાગ અને તીર્થંકર પણ કહેવાય છે તેમના રાગદ્વેષ તદ્દન નાશ પામી ગયા છે, તેથી તેઓ વીતરાગ કહેવાય છે અને સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકા એમ ચતુર્વિધસંઘની સ્થાપના કરે છે, તેથી તીર્થંકર કહેવાય છે

**સિદ્ધ**—અષ્ટકર્મરૂપ ઇંધણને બાળી ભસ્મ કરી, જેમણે અંતિમ સાધ્ય એવુ જે મોક્ષપદ સાધ્યુ છે, તેઓ સિદ્ધ કહેવાય છે

**આચાર્ય**—ધર્મના પાંચ આચારને પાળે અને બીજાને પળાવે એવા ધર્મનાયક, વળી આ-મર્યાદાથી ચાર્ય એટલે જેમની સેવા થાય છે, તે આચાર્ય કહેવાય છે

**ઉપાધ્યાય**—જે સિદ્ધાંત ભણે અને બીજાને ભણાવે

તેમને ઉપાધ્યાયજી કહે છે વળી ઉપ-પાસે અર્થાત પાને આવ્યા હોય કે રહેલા હોય તે સાધુ વગેરેને અધ્યાય એટલે અભ્યાસ કરાવે તે ઉપાધ્યાય કહેવાય છે

સાધુ—જે મોક્ષમાર્ગ સાધવા માટે યત્ન કરે, તે સાધુ કહેવાય છે સાધુમા 'સાધ' ધાતુ છે, અને તેનો અર્થ સાધવું તેવો થાય છે

મંત્રનો અર્થ—શબ્દોના સ્મરણ અથવા ઉચ્ચારમા રહેલી જે ગુપ્ત શક્તિ તે મંત્ર કહેવાય છે

[૨]

## પંચિંદિઅ સૂત્ર ( ગુરુસ્થાપના )

પંચિંદિઅ સંવરણો,
તહ નવવિહબંભચેરગુત્તિધરો
ચઉવિહકસાયમુક્કો
ઇઅ અટ્ઠારસગુણેહિં સંજુત્તો ॥ ૧ ॥
પંચમહવ્વયજુત્તો,
પંચવિહાયારપાલણસમત્થો
પંચસમિઓ તિગુત્તો
છત્તીસ ગુણો ગુરુ મજ્ઝ ॥ ૨ ॥

શબ્દાર્થ

પંચિંદિય-પાંચ ઇંદ્રિયના વિષયોને સંવરણો-રોકનાર

તહ–તથા
બ ભચેર–બ્રહ્મચર્યની
ચઉવિહ–ચાર પ્રકારના
ઇઅ–એ
અટ્ઠારસ–અઢાર
સ જુત્તા–યુકત
જુત્તો–યુકત
પાલણસમત્થો–પાળવાને સમર્થ
તિગુત્તો–ત્રણ ગુપ્તિ સહિત
ગુરુ–ગુર

નવવિહ–નવ પ્રકારના
ગુત્તિધરો–વાડને ધારણ કરનાર
કષાયમુક્કો–કષાયથી મુકાએલા
ગુણેહિ–ગુણવડે
૫ ચમહવ્વય–પાચ મહાવ્રતોથી
૫ ચવિહાયાર–પાચ પ્રકારના આચાર
૫ ચમમિઓ–પાચ સમિતિ
છત્તીસગુણો–છત્રીસ ગુણે યુકત
મજ્ઝ–મારા

વાકયાર્થ

૫ ચિ દિયસ વરણો–પાચ ઇંદ્રિયના વિકારોને રોકનાર
તહ નવવિહ મ ભચેરગુત્તિધરો–તથા નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર
ચઉવિહકસાયમુક્કો–ચાર પ્રકારના કષાયથી મુકત
ઈઅ અટ્ઠારસ ગુણેહિ સ જુત્તો–એ અઢાર ગુણે કરી સહિત
૫ ચમહવ્વયજુત્તો–પાચ મહાવ્રતે યુકત
૫ ચવિહાયારપાલણસમત્થો–પાચ પ્રકારના આચાર પાળવાને સમર્થ
૫ ચસમિઓ તિગુત્તો–પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિ યુક્ત

છત્તિમ ગુણો ગુરૂ મજ્જ-એ છત્રિમ ગુણોએ સહિત મારા ગુરુ છે

**સમજૂતી**—શિયલની નવ વાડો (૧) સ્ત્રી પશુ, નપુંસક ન હોય ત્યા રહેવુ (૨) સ્ત્રીની સાથે રાગથી વાતો કરવી નહિ (૩)સ્ત્રી બેઠી હોય તે આસને પુરુષે બે ઘડી સુધી બેસવુ નહિ પુરુષ બેઠો હોય તે આસને સ્ત્રીએ ત્રણ પહોર સુધી બેસવુ નહિ (૪) રાગથી સ્ત્રીના અગોપાગ જોવા નહિ (૫) સ્ત્રી પુરુષ સુતા હોય અથવા કામભોગની વાત કરતા હોય ત્યા ભીતના આતરે રહેવુ નહિ (૬) અગાઉ ભોગવેલા વિષયાદિ સભારવા નહિ (૭) સ્નિગ્ધ આહાર કરવો નહિ (૮) નિરસ એવો પણ અધિક આહાર કરવો નહિ (૯) શરીરની શોભા ટાપટીપ કરવી નહિ બ્રહ્મચર્યનુ શુદ્ધ રીતે પાલન કરનારે શિયલની નવ વાડો જાળવવી જોઇએ

[ ૩ ]

## ખમાસમણ વા પ્રણિપાત સૂત્ર

ઇચ્છામિ ખમાસમણો
વંદિઉં જાવણિજ્જાએ
નિસીહિઆએ મત્થએણ વંદામિ ॥૧॥

**શબ્દાર્થ**

ઇચ્છામિ-હુ ઇચ્છુ છુ ખમાસમણો-હે ક્ષમાશ્રમણ

વંદિઉં–વાંદવાને જાવણિજ્જાએ–પવિત્ર બનેલા
નિસીહિઆએ–પાપ વ્યાપારનો શરીર અને પવિત્ર
ત્યાગ કર્યો છે એવા શરીરવડે, પરિણામ વડે
મત્થએણ–મસ્તકથી વંદામિ–હું વાંદુ છું

**ઇચ્છામિ ખમાસમણો વંદિઉં**–હે ક્ષમાવંતસાધુજી!
હું વાંદવાને ઈચ્છું છું

**જાવણિજ્જાએ નિસીહિઆએ**–પાપવ્યાપારનો ત્યાગ કર્યો છે એવા શરીર વડે, પવિત્ર પરિણામથી શકિતસહિત, આપના શરીરે બાધા ન થાય તેમ

**મત્થએણ વંદામિ**–મસ્તકવડે વાંદુ છું

## [૪]

## સુગુરુ ને સુખશાતા પૃચ્છા

ઈચ્છકાર સુહરાઇ સુહદેવસિ
સુખતપ શરીર નિરાબાધ
સુખ સંજમ યાત્રા નિર્વહો છોજી?
સ્વામી શાતા છેજી?
ભાતપાણીનો લાભ દેજોજી

**શબ્દાર્થ**

ઇચ્છકાર–ઇચ્છાએ કરી સુહરાઇ–સુખે રાત્રિ

સુહદેવસિ—સુખે દિવસ સુખતપ—સુખે કરી તપ
શરીર નિરાબાધ—શરીરે રોગરહિતપણું સુખસયમ યાત્રા—સુખે ચારિત્ર
નિર્વહોછોજી?—પ્રવર્તોછોજી?

વાક્યાર્થ

ઇચ્છકાર સુહરાઇ સુહદેવસિ સુખતપ—હે ગુરુજી! આપ સુખે રાત્રિ, સુખે દિવસ, સુખે તપશ્ચર્યામા
શરીરનિરાબાધ—શરીરે રોગરહિતપણે
સુખસયમ યાત્રા નિર્વહોછોજી?—સુખે સયમરૂપ યાત્રામા પ્રવર્તોછોજી?

સ્વામિ શાતા છે જી? ભાતપાણીનો લાભ દેજોજી

[ ૫ ]

## ઇરિયાવહિયં સૂત્ર

ઇચ્છાકારેણ સદિસહ ભગવન્ ઇરિયાવહિય પડિક્કમામિ? ઇચ્છ, ઇચ્છામિ પડિક્કમિઉં ॥ ઇરિ-યાવહિયાએ, વિરાહણાએ, ગમણાગમણે, પાણક્કમણે ॥ બીયક્કમણે, હરિયક્કમણે, ઓસાઉત્તિગપણગદગમટ્ટિ-મક્કડાસતાણાસકમણે ॥ જે મે જીવા વિરાહિયા, એગિંદિયા, બેઇંદિયા, તેઇંદિયા, ચઉરિંદિયા, પચિં-દિયા ॥ અભિહયા, વત્તિયા, લેસિયા, સઘાઇયા,

**સઘટ્ટિયા, પરિયાવિયા, કિલામિયા, ઉદ્દવિયા, ઠાણા-ઓ ઠાણં સંકામિયા, જીવિયાઓ વવરોવિયા, તસ્સ-મિચ્છામિ દુક્કડં ॥**

શબ્દાર્થ

**ઇચ્છાકારેણ**—ઇચ્છાપૂર્વક **સંદિસહ**—આજ્ઞા આપો
**ભગવન્**—હે ભગવાન! **ઇરિયાવહિયં**—ગમનાગમન
**પડિક્કમામિ**—હું પાછો હઠું છું [કરતા થયેલ પાપક્રિયાથી
**ઇચ્છં**—પ્રમાણ છે **ઇચ્છામિ**—ઇચ્છું છું
**પડિક્કમિઉં**—પાછો હઠવાને
**ઇરિયાવહિયાએ**—માર્ગમાં ચાલતા **વિરાહણાએ**—જીવની વિરાધના થઇ હોય
**ગમણાગમણે**—જતા આવતા **પાણક્કમણે**—પ્રાણીઓના શરીરને ચાપ્યા હોય
**બીયક્કમણે**—બી ચાપ્યા હોય **હરિયક્કમણે**—લીલી વનસ્પતિ ચાપી હોય
**ઓસા**—ઝાકળ **ઉત્તિંગ**—કીડિયારું
**પણગદગ**—પાંચ વર્ણની સેવાળ **મટ્ટી**—માટી તથા કાચું પાણી
**દગમટ્ટી**—કાદવ **મક્કડા સંતાણા**-કરોળિયાની જાળ
**સંકમણે**—ચાપી હોય **જે મે**—જે મેં
**જીવા**—જીવો **વિરાહિયા**—વિરાધ્યા હોય (દુઃખી કર્યા)
**એગિંદિયા**—એક ઇંદ્રિય વાળા જીવો **બેઇંદિયા**—બે ઇંદ્રિયવાળા જીવો

તેઇંદિયા-ત્રણ ઇંદ્રિયવાળા ચઉરિંદિયા-ચાર ઇંદ્રિયવાળા
પંચિંદિયા—પાંચ ઇંદ્રિયવાળા અભિહયા-લાતે માર્યા હોય
વત્તિયા—ધૂળે ઢાંકયા હોય લેસિયા-ભોંય સાથે ઘસ્યા હોય
સંઘાઈયા-ભેગા કર્યા હોય સંઘટ્ટિયા—પરસ્પર ઘસ્યા હોય
પરિયાવિયા-પરિતાપ ઉપજાવ્યો હોય
કિલામિયા—ખેદ પમાડયા હોય ઉદ્દવિયા—ત્રાસ પમાડયો
ઠાણાઓ ઠાણં—એક સ્થાનેથી બીજે સ્થાને મૂકયા હોય [હોય
જીવિયાઓ વવરોવિયા—જીવિતથી મૂકાવ્યા હોય,
(મારી નાખ્યા હોય)

તસ્સ—તે મિચ્છા—મિથ્યા થાઓ
મિ—મારું દુક્કડં-પાપ (નાશ પામો)

**સમજૂતી** —ઇરિયાવહિયા એ શબ્દ પ્રાકૃત ભાષાનો છે અને તેનો સંસ્કૃત શબ્દ ઇર્યાપથિકી છે તે શબ્દ ઇર્યાપથ ઉપરથી બન્યો છે ઇર્યાપથ એટલે હાલવાચાલવાનો માર્ગ હાલતાચાલતા જે પાપની ક્રિયા થાય તે ઇર્યાપથિકી અથવા ઇરિયાવહી કહેવાય છે અને ઇરિયાવહીઆ લોયના એટલે હાલવા ચાલવાની ક્રિયા કરતા જે પાપ લાગ્યું હોય તેની આલોચના કરવી—તે સંબંધી પશ્ચાતાપ કરવો

## [૬]
## તસ્સ ઉત્તરી સૂત્ર

તસ્સ ઉત્તરીકરણેણં,
પાયચ્છિત્તકરણેણં,
વિસોહીકરણેણં, વિસલ્લીકરણેણં ॥

પાવાણં કમ્માણં નિગ્ઘાયણટ્ઠાએ
ઠામિ કાઉસગ્ગં ॥

શબ્દાર્થ

તસ્સ-તેની ઉત્તરીકરણેણં-ફરીને શુદ્ધિ માટે,
પાયચ્છિત્તકરણેણં-પ્રાયશ્ચિત કરવા વડે,
વિસોહીકરણેણં-વિશેષ શુદ્ધિ માટે
વિસલ્લીકરણેણં-આત્માને શલ્ય રહિત કરવા વડે
પાવાણં કમ્માણં-પાપોને તથા કર્મોને
નિગ્ઘાયણટ્ઠાએ-નાશ કરવાને માટે ઠામિ-કરૂ છુ
કાઉસ્સગ્ગ-કાયોત્સર્ગ, કાઉસ્સગ્ગ

[૭]

## અન્નત્થ ઉસસિએણં સૂત્ર

અન્નત્થ ઉસસિએણં, નીસસિએણં, ખાસિએણં, છીએણં, જંભાઇએણં, ઉડ્ડુએણં, વાયનિસગ્ગેણં, ભમલીએ, પિત્તમુચ્છાએ ॥ ૧ ॥ સુહુમેહિં અંગ સંચાલેહિં, સુહુમેહિં ખેલ સંચાલેહિં, સુહુમેહિં દિટ્ઠિ સંચાલેહિં ॥ ૨ ॥ એવમાઇએહિં, આગારેહિં અભગ્ગો અવિરાહિઓ હુજ્જ મે કાઉસગ્ગો ॥ ૩ ॥ જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં ન પારેમિ ॥ ૪ ॥

તાવકાય ઠાણેણુ મોણેણુ ઝાણેણુ અપ્પાણુ વોસિરામિ ॥ ૫ ॥

શબ્દાર્થ

અન્નત્થ—અન્યત્ર (બીજે) નીચેની બારે બાબતો સિવાય
ઉસસિએણુ—ઉંચો શ્વાસ લેવાથી
નીસસિએણુ—નીચો શ્વાસ મૂકવાથી
ખાસિએણુ—ઉધરસ આવવાથી
છીએણુ—છીંક આવવાથી
જ ભાઇએણુ—બગાસુ આવવાથી
ઉડુએણુ—ઓડકાર આવવાથી
વાયનિસગ્ગેણુ—વા છુટવાથી
ભમલીએ—ચકરી આવવાથી
પિત્તમુચ્છાએ—પિત્તવડે મૂર્છા આવવાથી
સુહુમેહિ—સુક્ષ્મ
અ ગસ ચાલેહિ—અ ગ ચાલવાથી
ખેલસ ચાલેહિ—બડખો આવવાથી
દિઠ્ઠિમ ચાલેહિ—દ્રષ્ટિ ચાલવાથી
એવમાઇએહિ—એ વગેરે
આગારેહિ—આગારો વડે
અભગ્ગો—અખ ડિત
અવિરાહિઓ—અવિરાધિત
હુજ્જ—હો
મે—મારો
કાઉસગ્ગો—કાઉસગ્ગ
જાવ—જ્યાંસુધી
અરિહ તાણુ—અરિહ તને
ભગવ તાણુ—ભગવાનને
નમુક્કારેણુ—નમસ્કાર વડે
ન પારેમિ—ન પારૂ
તાવ—ત્યા સુધી
કાય—કાયાને
ઠાણેણુ—એક સ્થાનકે

મોણેણ–મૌનપણે | ઝાણેણ–ધ્યાન વડે
અપ્પાણ–પોતાને | વોસિરામિ–વોસિરાવુ છુ

વાકયાર્થ

અન્નત્થ એટલે જે બાર આગારેનુ વર્ણન કરેલુ છે તે બાર આગારો સિવાય બીજે સ્થાનકે કાયાના વ્યાપારનો ત્યાગ કરૂ છુ, તે બાર આગારોના નામ નીચે પ્રમાણે જણાવ્યા છે

ઉંચો શ્વાસ લેવાથી, નીચો શ્વાસ મુકવાથી, ઉધરસ આવવાથી, છીંક આવવાથી, બગાસુ આવવાથી, ઓડકાર આવવાથી, વા સચરવાથી, ચકરી આવવાથી પિત્તના પ્રકોપથી મૂર્છા આવવાથી, સૂક્ષ્મ રીતે શરીર હલાવવાથી, સૂક્ષ્મ રીતે બડખો આવવાથી, સૂક્ષ્મ રીતે દ્રષ્ટિ ફેરવવાથી

એવમાઇએહિ આગારેહિ એ પૂર્વોકત આગારો ઉપરાત બીજા ચાર આગારો અગ્નિના ઉપદ્રવથી બીજે સ્થાનકે જવું પડે, તથા વીજળીના પ્રકાશથી વસ્રો વગેરે ઓઢવા પડે ॥ ૧ ॥ બીલાડી ઉંદર વગેરે આડા ઉતરતા હોય, અથવા પચેંદ્રિય જીવનુ છેદનભેદન થતુ હોય ॥ ૨ ॥ અકસ્માત્ ચોરની ધાડ પડે અથવા રાજાદિના ભયથી બીજે સ્થાનકે જવુ પડે ॥ ૩ ॥ સિહ વગેરે ઉપદ્રવ કરતા હોય અથવા સર્પાદિ દશ કરતા હોય, અથવા ભીત પડતી હોય તો બીજે સ્થાનકે જવું પડે ॥ ૪ ॥

**અભગ્ગો અવિરાહિઓ હુજ્જ મે કાઉસગ્ગો**— ઉપરના સોળ આગારોથી મારો કાઉસગ્ગ અખંડિત અને અવિરાધિત હોજો

**જાવ અરિહંતાણં ભગવંતાણં નમુક્કારેણં ન પારેમિ**—જ્યાં સુધી અરિહંત ભગવંતને નમસ્કાર કરવાવડે કાઉસગ્ગ ન પારૂં

**તાવ કાયં ઠાણેણં મોણેણં ઝાણેણં અપ્પાણં વોસિરામિ**—ત્યાં સુધી મારી કાયાને સ્થાનવડે, મૌનવડે, ધ્યાનવડે, વોસિરાવું છું

પ્ર૦ કાઉસગ્ગમાં કેટલા દોષ વર્જવાના છે?

ઉ૦ કાઉસગ્ગમાં ૧૯ દોષો વર્જવાના છે તે નીચે પ્રમાણે છે

[૧] ઘોડાની પેઠે એક પગ ઉંચો રાખે, વાંકા પગ રાખે તે ઘોડકદોષ

[૨] જેમ વાયરાથી વેલડી હાલે તેમ શરીરને ધૂણાવે તે લતાદોષ

[૩] થાંભલા પ્રમુખને ઓઠીંગણ દઈ ઊભે તે સ્તંભાદિદોષ

[૪] ઉપર મેડી અથવા માળ હોય તેને મસ્તક ટેકાવી ઊભે તે માળદોષ

[૫] ગાડાની ઉધની પેઠે અંગુઠા તથા પાની મેળવીને પગ રાખે તે ઉદ્ધિ દોષ

[૬] નિગડ ( બેડી )માં પગ નાખ્યાની પેઠે પગ પહોળા રાખે તે નિગડદોષ

[૭] નગ્ન ભિલડીની પેઠે ગુહ્યસ્થાને હાથ રાખે તે શબરીદોષ

[૮] ઘોડાના ચોકડાની પેરે હાથ રજોહરણ યુક્ત આગળ રાખે તે ખલિણદોષ

[૯] નવપરિણીત વધૂની પેરે માથુ નીચુ રાખે તે વધૂદોષ

[૧૦] નાભિની ઉપર અને ઢીચણથી નીચે લાબુ વસ્ત્ર રાખે તે લ બોત્તરદોષ

[૧૧] ડાસ મચ્છરના ભયથી, અજ્ઞાનથી અથવા લજ્જાથી હૃદયને આચ્છાદન કરી સ્ત્રીની પેરે ઢાકી રાખે તે સ્તનદોષ

[૧૨] શીતાદિકના ભયથી સાધ્વીની જેમ બન્ને સ્કધ ઢાકી રાખે એટલે આખુ શરીર આચ્છાદન કરે તે સ યતિદોષ

[૧૩] આલાવો ગણવાને અથવા કાઉસ્સગ્ગની સખ્યા ગણવાને અ ગુલિ તથા પાપણના ચાળા કરે તે ભમુહ-ગુલિ દોષ

[૧૪] કાગડાની માફક ડોળા ફેરવે તે વાયસદોષ

[૧૫] પહેરેલા વસ્ત્ર જૂ અથવા પરસેવાના મલિન થવોના ભયથી કોઠની પેરે ગોપવી રાખે તે કપિત્થ દોષ

[૧૬] યક્ષાવેશિતની પેરે માથુ ધૂણાવે તે શિરકપ દોષ

[૧૭] મુંગાની પેઠે હુ હુ કરે તે મૂકદોષ

[૧૮] આલાવો ગણતા મદિરા પીધેલની માફક બડબડાટ કરે તે મદિરાદોષ

[૧૯] વાનરની પેરે આસપાસ જોયા કરે અને ઓષ્ટપુટ હલાવે તે પેક્ષ્યદોષ

# લોગસ્સ–સૂત્ર યા નામસ્તવ

પ્ર૦ લોગસ્સને શું કહેવાય છે?

ઉ૦ લોગસ્સને ચઉવિસ ત્થો, ચતુર્વિંશતિ સ્તવન અથવા લો ગસ્સ એવા ત્રણ નામથી ઓળખાય છે

લોગસ્સ ઉજ્જોઅગરે, ધમ્મતિત્થયરે જિણે,
અરહિંતે કિત્તઇસ્સ, ચઉવીસ પિ કેવલી ॥૧॥
ઉસભમજિઅ ચ વંદે, સંભવમભિણંદણં ચ સુમઇંચ,
પઉમપ્પહ સુપાસં, જિણં ચ ચંદપ્પહં વંદે ॥૨॥
સુવિહિં ચ પુપ્ફદંતં, સીઅલ સિજ્જંસ વાસુપુજ્જં ચ;
વિમલમણંતં ચ જિણં, ધમ્મં સંતિં ચ વંદામિ ॥૩॥
કુંથું અરં ચ મલ્લિં, વંદે મુણિસુવ્વયં નમિજિણં ચ,
વંદામિ રિટ્ઠનેમિં, પાસં તહ વદ્ધમાણં ચ ॥૪॥
એવં મએ અભિથુઆ, વિહુયરયમલા પહિણજરમરણા;
ચઉવિસંપી જિણવરા, તિત્થયરા મે પસિયંતુ ॥૫॥
કિત્તિયવંદિયમહિયા, જે એ લોગસ્સ ઉત્તમાસિદ્ધા,
આરૂગ્ગ બોહિલાભં, સમાહિવરમુત્તમં દિંતુ. ॥૬॥
ચંદેસુ નિમ્મલયરા, આઇચ્ચેસુ અહિયં પયાસયરા;
સાગરવરગંભીરા, સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ ॥૭॥

શબ્દાર્થ

લોગસ્સ–લોકને વિષે ઉજ્જોઅગરે ઉદ્યોતના કરનાર

ધમ્મતિત્થયરે-ધર્મતીર્થના કરનાર
જિણે-જિનોને
કિત્તઇસ્સ-હું સ્તુતિ કરીશ
અરિહંતે-અરિહંત ભગવાનોને
ચઉવિસં પિ-ચોવીસે પણ
કેવલી-કેવલી ભગવાનોને
ચ-અને
ઉસભમજિઅં-શ્રી ઋષભ દેવ તથા અજીતનાથને
વંદે-વાંદુ છું
સંભવમભિણંદણં-સંભવનાથ તથા અભિનંદન
સુમઇં-સુમતિનાથને
પઉમપ્પહં-પદ્મપ્રભુને
સુપાસં-સુપાર્શ્વનાથને
ચંદપ્પહં-ચંદ્રપ્રભુને
સુવિહિં-સુવિધિનાથને
પુપ્ફદંતં-પુષ્પદંત (બીજું નામ)
સિયલસિજ્જંસ-શીતળ નાથ તથ શ્રેયાસનાથ
વાસુપુજ્જં-વાસુપૂજ્યસ્વામિ
વિમલમણંતં-વિમળનાથ તથા અનંતનાથને
જિણં-જિનને
ધમ્મં-ધર્મનાથને
સંતિં-શાંતિનાથને
કુંથું-કુંથુનાથને
અરં-અરનાથને
મલ્લિં-મલ્લિનાથને
મુણિસુવ્વયં-મુનિસુવ્રતસ્વામિ
નમિજિણં-નેમિનાથને
રિટ્ઠનેમિં-અરિષ્ટનેમિને
પાસં-પાર્શ્વનાથને
તહ-તેવીજ રીતે
વદ્ધમાણં-વર્ધમાનસ્વામિને
એવં-એ પ્રમાણે
મએ-મેં
અભિથુઆ-સ્તવ્યા
વિહુય-ટાળ્યા છે
રયમલા-રજ અને મેલ કે

પહીણુ-વિશેષે ક્ષય કર્યા છે　જરમરણા-જરા અને મરણ

જિણુવરા-સામાન્ય કેવળી　તિત્થયરા-તીર્થંકરો

મા શ્રેષ્ઠ　મે-મને

પસીયતુ-પ્રસન્ન થાઓ　કિત્તિય-સ્તવ્યા છે

વંદિય-વાંદ્યા છે　મહિયા-પૂજ્યા છે

જેએ-જેઓએ　લોગસ્સ-લોકમા

ઉત્તમા-ઉત્તમ　સિધ્ધા-સિદ્ધ થયા છે

આરુગ્ગ-આરોગ્ય　બોહિલાભ-બોધિબીજનો

સમાહિવર-ઉત્તમ સમાધિ　ઉત્તમ-શ્રેષ્ઠ [ લાભ

દિંતુ-આપો　ચંદેસુ-ચંદ્રથી

નિમ્મલયરા-અતિનિર્મળ　આઇચ્ચેસુ-સૂર્યના સમુહથી

અહિય-અધિક　પયાસયરા-પ્રકાશ કરનારા

સાગરવર-સ્વયંભુરમણ સમુદ્ર　ગંભીરા-ગંભીર

સિધ્ધા-હે સિદ્ધો　સિધ્ધિ-મોક્ષ

મમ-મને　દિસંતુ-આપો

| ક્રમ | તીર્થંકરનુંનામ | પિતા | માતા | જન્મસ્થાન | લાંછન | શરીર ધનુષ | વર્ણ | આયુષ્ય |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | નાભિ | મરુદેવા | અયોધ્યા | વૃષભ | ૫૦૦ | સુવર્ણ | ૮૪ લા પૂ |
| ૨ | અજિતનાથ | જિતશત્રુ | વિજયા | અયોધ્યા | હસ્તી | ૪૫૦ | સુવર્ણ | ૭૨ લા પૂ |
| ૩ | સંભવનાથ | જિતારિ | સેના | શ્રાવસ્તિ | અશ્વ | ૪૦૦ | સુવર્ણ | ૬૦ લા પૂ |
| ૪ | અભિનંદન | સંવર | સિદ્ધાર્થા | અયોધ્યા | વાનર | ૩૫૦ | સુવર્ણ | ૫૦ લા પૂ |
| ૫ | સુમતિનાથ | મેઘરથ | સુમંગલા | અયોધ્યા | ક્રૌન્ચ | ૩૦૦ | સુવર્ણ | ૪૦ લા પૂ |
| ૬ | પદ્મપ્રભ | શ્રીધર | સુસીમા | કૌશંબી | પદ્મ | ૨૫૦ | રક્ત | ૩૦ લા પૂ |
| ૭ | સુપાર્શ્વનાથ | સુપ્રતિષ્ઠ | પૃથ્વી | કાશી | સ્વસ્તિક | ૨૦૦ | સુવર્ણ | ૨૦ લા પૂ |
| ૮ | ચંદ્રપ્રભ | મહાસેન | લક્ષ્મણા | ચંદ્રપુરી | ચંદ્ર | ૧૫૦ | શ્વેત | ૧૦ લા પૂ |
| ૮ | સુવિધિનાથ | સુગ્રીવ | રામા | કાકંદી | મગર | ૧૦૦ | શ્વેત | ૨ લા પૂ |
| ૧૦ | શીતલનાથ | દૃઢરથ | નંદા | ભદ્દિલપુર | શ્રીવત્સ | ૯૦ | સુવર્ણ | ૧ લા પૂ |

પહીણ-વિશેષે ક્ષય કર્યા છે  જરમરણા-જરા અને મરણ
જિણવરા-સામાન્ય કેવળી  તિત્થયરા-તીર્થંકરો
મા શ્રેષ્ઠ  મે-મને
પસીયંતુ-પ્રસન્ન થાઓ  કિત્તિય-સ્તવ્યા છે
વંદિય-વાંદ્યા છે  મહિયા-પૂજ્યા છે
જેએ-જેઓએ  લોગસ્સ-લોકમાં
ઉત્તમા-ઉત્તમ  સિધ્ધા-સિદ્ધ થયા છે
આરુગ્ગ-આરોગ્ય  બોહિલાભ-બોધિબીજનો
સમાહિવર-ઉત્તમ સમાધિ  ઉત્તમ-શ્રેષ્ઠ [લાભ
દિંતુ-આપો  ચંદેસુ-ચંદ્રથી
નિમ્મલયરા-અતિનિર્મળ  આઇચ્ચેસુ-સૂર્યના સમૂહથી
અહિય-અધિક  પયાસયરા-પ્રકાશ કરનારા
સાગરવર-સ્વયંભૂરમણ સમુદ્ર  ગંભીરા-ગંભીર
સિધ્ધા-હે સિદ્ધો  સિધ્ધિ-મોક્ષ
મમ-મને  દિસંતુ-આપો

| ક્રમ | તીર્થંકરનું નામ | પિતા | માતા | જન્મસ્થાન | લાંછન | શરીર ધનુષ | વર્ણ | આયુષ્ય |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | નાભિ | મરુદેવા | અયોધ્યા | વૃષભ | ૫૦૦ | સુવર્ણ | ૮૪ લા પૂ |
| ૨ | અજિતનાથ | જિતશત્રુ | વિજયા | અયોધ્યા | હસ્તી | ૪૫૦ | સુવર્ણ | ૭૨ લા પૂ |
| ૩ | સંભવનાથ | જિતારિ | સેના | શ્રાવસ્તિ | અશ્વ | ૪૦૦ | સુવર્ણ | ૬૦ લા પૂ |
| ૪ | અભિનંદન | સંવર | સિદ્ધાર્થા | અયોધ્યા | વાનર | ૩૫૦ | સુવર્ણ | ૫૦ લા પૂ |
| ૫ | સુમતિનાથ | મેઘરથ | સુમંગલા | અયોધ્યા | ક્રૌન્ચ | ૩૦૦ | સુવર્ણ | ૪૦ લા પૂ |
| ૬ | પદ્મપ્રભ | શ્રીધર | સુસીમા | કૌશાંબી | પદ્મ | ૨૫૦ | રક્ત | ૩૦ લા પૂ |
| ૭ | સુપાર્શ્વનાથ | સુપ્રતિષ્ઠ | પૃથ્વી | કાશી | સ્વસ્તિક | ૨૦૦ | સુવર્ણ | ૨૦ લા પૂ |
| ૮ | ચંદ્રપ્રભ | મહાસેન | લક્ષ્મણા | ચંદ્રપુરી | ચંદ્ર | ૧૫૦ | શ્વેત | ૧૦ લા પૂ |
| ૯ | સુવિધિનાથ | સુગ્રીવ | રામા | કાકંદી | મગર | ૧૦૦ | શ્વેત | ૨ લા પૂ |
| ૧૦ | શીતલનાથ | દૃઢરથ | નંદા | ભદ્દિલપુર | શ્રીવત્સ | ૯૦ | સુવર્ણ | ૧ લા પૂ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | શ્રેયાસનાથ | વિષ્ણુરાજ | વિષ્ણુ | સિંહપુર | ગેંડો | ૮૦ | સુવર્ણ | ૮૪ લા વ |
| ૧૨ | વાસુપૂજ્ય | વસુપૂજ્ય | જયા | ચંપા | પાડો | ૭૦ | રકત | ૭૨ લા વ |
| ૧૩ | વિમલનાથ | કૃતવર્મા | શ્યામા | કાંપિલપુર | ભૂંડ | ૬૦ | સુવર્ણ | ૬૦ લા વ |
| ૧૪ | અનંતનાથ | સિંહસેન | સુયશા | અયોધ્યા | સિંચાણો | ૫૦ | સુવર્ણ | ૩૦ લા વ |
| ૧૫ | ધર્મનાથ | ભાનુ | સુવ્રતા | રત્નપુર | વજ્ર | ૪૫ | સુવર્ણ | ૧૦ લા વ |
| ૧૬ | શાંતિનાથ | વિશ્વસેન | અચિરા | હસ્તીનાપુર | મૃગ | ૪૦ | સુવર્ણ | ૧ લા વ |
| ૧૭ | કુંથુનાથ | સૂર | શ્રી | " | બકરો | ૩૫ | સુવર્ણ | ૯૫ હજાર વ |
| ૧૮ | અરનાથ | સુદર્શન | દેવી | " | નંદાવર્ત | ૩૦ | સુવર્ણ | ૮૪ હજાર વ |
| ૧૯ | મલ્લિનાથ | કુંભ | પ્રભાવતી | મિથિલા | કુંભ | ૨૫ | નીલ | ૫૫ હ. વ |
| ૨૦ | મુનિસુવ્રત | સુમિત્ર | પદ્મા | રાજગૃહ | કાચબો | ૨૦ | શ્યામ | ૩૦ હ. વ |
| ૨૧ | નમિનાથ | વિજય | વપ્રા | મિથિલા | નીલકમલ | ૧૫ | સુવર્ણ | ૧૦ હ. વ |
| ૨૨ | નેમનાથ | સમુદ્રવિજય | શિવા | શૌર્યપુર | શંખ | ૧૦ | શ્યામ | ૧ હ. વ |
| ૨૩ | પાર્શ્વનાથ | અશ્વસેન | વામા | કાશી | સર્પ | ૯ હાથ | નીલ | ૧૦૦ વર્ષ |
| ૨૪ | વર્ધમાન સ્વામી | સિદ્ધાર્થ | ત્રિશલા | ક્ષત્રિયકુંડ | સિંહ | ૭ હાથ | સુવર્ણ | ૭૨ વર્ષ |

## કરેમિભંતે સૂત્ર વા સામાયિકનુ

## પચ્ચખ્ખાણ

કરેમિભંતે ! સામાઇઅ, સાવજ્જં જોગ પચ્ચકખામિ, જાવનિયમ પજ્જુવાસામિ, દુવિહ, તિવિહેણ, મણેણ, વાયાએ, કાએણ, ન કરેમિ, ન કારવેમિ, તસ્સ ભંતે ! પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણ વોસિરામિ

અર્થ

| | |
|---|---|
| કરેમિ-કરુ છુ | ભંતે-હે ભગવન્ |
| સામાઇઅ-સામાયિક | સાવજ્જ-પાપકારી |
| જોગ-યોગને | પચ્ચખ્ખામિ-પચ્ચખ્ખાણુ |
| નિયમ-નિયમને | જાવ-જ્યા સુધી [કરુ છુ |
| પજ્જુવાસામિ પર્યુપાસું સેવું | દુવિહ-બે પ્રકારે |
| તિવિહેણ-ત્રણ પ્રકારે | મણેણ-મને કરી |
| વાયાએ-વચને કરી | કાએણ-કાયાએ કરી |
| ન કરેમિ-ન કરુ | ન કારવેમિ-ન કરાવુ |
| તસ્સ-તે (પૂર્વે કરેલ અપરાધ થકી) | પડિક્કમામિ-પાછો હઠુ છુ |
| | નિંદામિ-આત્મશાખે નિંદુ છુ |
| ગરિહામિ-ગુરુશાખે વિશેષે નિંદુ છુ | અપ્પાણ-મારા આત્માને |
| | વોસિરામિ-પાપ થકી વોસ |

વાક્યાર્થ

કરેમિભંતે સામાઇઅં-હે ! ભગવત, હું ( રાગદ્વેષના અભાવરૂપ જ્ઞાનાદિ ગુણના લાભ રૂપ) સામાયિક કરુ છુ,

સાવજ્જજોગ પચ્ચખ્ખામિ-પાપયુક્ત વ્યાપારનુ પચ્ચખ્ખાણ કરુ છુ (નિષેધ કરુ છુ)

જાવનિયમ પજ્જુવાસામિ-જ્યાંસુધી તે નિયમનુ સેવન કરું ત્યા સુધી,

દુવિહં-બે પ્રકારે ( કરવુ, કરાવવુ )।

તિવિહેણ-ત્રણ પ્રકારે ( મન, વચન, કાયારૂપ )

મણેણં, વાયાએ, કાએણં-મન, વચન અને કાયાવડે (એમ એ ત્રણ જોગ)

નકરેમિ, નકારવેમિ-ન કરુ તથા ન કરાવુ

તસ્સભંતે-હે ભગવંત ! તે સબંધી

પડિક્કમામિ નિંદામિ-પૂર્વે કરેલા અપરાધને હુ પ્રતિક્રમુ છુ-(આત્મસાક્ષીએ) નિંદુ છુ

ગરિહામિ-ગુરુસાક્ષીએ વિશેષે નિંદુ છુ

અપ્પાણં વોસિરામિ-આત્માને પાપથી વોસરાવુ છુ

નોટ.—આ સૂત્ર ઘણુ અમૂલ્ય અને સર્વોત્તમ છે વાસ્તવિક રીતે કહીએ, તો તે શુદ્ધિસંપન્ન સૂત્ર છે તેનુ પૃથક્કરણ કરવાથી આપણને તે જણાશે

કરેમિભંતે સામાઇયં મા મ કલ્પશુદ્ધિ તથા વિનયશુદ્ધિ જણાય છે સાવજ્જ જોગ પચ્ચખ્ખામિમા પ્રતિજ્ઞા-

શુદ્ધિ બતાવી છે જાવ નિયમ પજ્જુવાસામિમા કાળશુદ્ધિ તથા ઉપાસનાશુદ્ધિ માલમ પડે છે દુવિહં તિવિહેણમા કોટિશુદ્ધિ પરખાવી છે મણેણ વાયાએ કાએણમા યોગ શુદ્ધિ સૂચવી છે નકરેમિ નકારવેમિમા કરણશુદ્ધિ ઓળખાવી છે તથા તસ્સભતે પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણ વોસિરામિમા ભાવશુદ્ધિ મગ્રહી છે આ પ્રમાણે આખુ કરેમિભતે સૂત્ર શુધ્ધિગ્રાહી છે માટે તે ઉપર અતિશય ચિંતવન-મનન કરવુ, જેથી હૃદયશુધ્ધિ થશે અને આત્માભિમુખ થવાશે

ટિપ્પણ —કોટિ શબ્દનો અર્થ ક્રોડ થાય છે, તેમ હદ અથવા છેડો પણ થાય છે

## સામાયિક પારવાનું સૂત્ર

સામાઇઅ વયજુત્તો, જાવમણે હોઇ નિયમ સંજુત્તો,
છિન્નઇ અસુહ કમ્મ, સામાઇઅ જત્તિઆવારા ॥૧॥
સામાઇઅ મિઉકએ, સમણો ઇવ સાવઓ હવઇ જમ્હા,
એએણ કારણેણ, બહુસો સામાઇઅ કુજ્જા ॥૨॥
સામાયિક વિધિ લીધુ, વિધિ પાર્યું, વિધિ કરતા જે કોઇ અવિધિ હુવો હોય, તે સવિ હુ મન વચન કાયાએ કરી મિચ્છા મિ દુક્કડ ॥

શબ્દાર્થ

સામાઇઅવય—સામાયિક જુત્તો—સહિત

વ્રતથી
મણે—મનમા
નિયમસ જુત્તો—નિયથી યુક્ત
કમ્મ —કર્મ
જત્તિઆવારા—જેટલીવાર
ઉ—વળી
સમણો ઇવ—સાધુની પેઠે
હવઇ—હોય
એએણ-એ
બહુસો—બહુવાર

જાવ—જ્યા સુધી
હોઇ—હોય
છિન્નઇ—છેદાય છે
અસુહ —અશુભ
સામાઇય—સામાયિક
સામાઈઅ મિ—સામાયિક
કએ—કર્યે છતે
સાવઓ—શ્રાવક
જમ્હા—જે માટે
કારણેણ —કારણથી
કુજ્જા—કરવુ

વાકયાર્થ

સામાઇઅવયજુત્તો—સામાયિકવ્રતથી યુક્ત
જાવમણે હોઈ નિયમસ જુત્તો—જ્યાસુધી મન તે નિયમથી
સયુક્ત હોય
છિન્નઇ અસુહ કમ્મ —અશુભ કર્મનો ઉચ્છેદ કરે
સામાઈઅ જત્તિઆવારા-જેટલીવાર સામાયિક કરે તેટલીવા
સામાઇઅ મિ ઉ કએ—જે માટે સામાયિક કરતી વખતે
સમણો ઇવ સાવઓ હવઈ જમ્હા-શ્રાવક સાધુસમાન હોય
એએણ કારણેણ —તે કારણથી
બહુસો સામાઇઅ કુજ્જા—બહુવાર સામાયિક કરવું
સામાયિક વિધિ લીધુ, વિધિ પાર્યું, વિધિ કરત
જે કોઇ અવિધિ હુઓ હોય તે મવિ હુ મન વચન

**કાયાએ કરી મિચ્છા મિ દુક્કડ**—સામાયિક વ્રત વિધિથી લેતાં, વિધિથી પાળતા જે કઇ અવિધિ થયો હોય, તે સર્વ માટે હુ મન, વચન અને કાયાએ કરી મિચ્છામિ દુક્કડ દેઉં છુ અર્થાત્ અવિધિ દોષમા સર્વ પાપની હુ માફી માગી લઉં છુ

પ્ર૦ મન, વચનના અને કાયાના કેટલા દોષ છે? અને તે કયા કયા તે કહો

ઉ૦ સામાયિકવ્રતમા ૩૨ દોષ બતાવવામા આવેલા છે, તે સર્વ વર્જીને સામાયિકવ્રત પાળવુ તે દોષ નીચે પ્રમાણે છે–

**મનના દશ**—(૧) વૈરી દેખી દ્વેષ કરે, (૨) અવિવેક ચિંતવે, (૩) અર્થ ન ચિંતવે, (૪) મનમા ઉદ્વેગ ધરે, (૫) યશની વાછના કરે, (૬) વિનય ન કરે, (૭) ભય ચિંતવે, (૮) વ્યાપાર ચિંતવે, (૯) ફળનો સદેહ રાખે, (૧૦) નિયાણુ કરે

**વચનના દશ**-(૧) કુવચન બોલે, (૨) હુકારા કરે, (૩) પાપ આદેશ આપે, (૪) લવારો કરે, (૫) કલહ કરે, (૬) આવો જાઓ કહે, (૭) ગાળ બોલે, (૮) બાળક રમાડે, (૯) વિકથા કરે, (૧૦) હાસી કરે

**કાયાના બાર**—(૧) આસન ચપળ હોય, (૨) ચારે દિશાએ જૂએ, (૩) સાવદ્ય કામ કરે, (૪) આળસ મરડે, (૫) અવિનયે બેસે, (૬) ઓઠુ લેઇ

બેસે, (૭) મેલ ઉતારે, (૮) ખરજ ખણે, (૯) પગ ઉપર પગ ચઢાવે, (૧૦) અગ ઉઘાડુ મૂકે, (૧૧) અગ ઢાકે, (૧૨) ઊંઘે

તા ક —આ સર્વે દોષ સામાયિકમા અયતનાથી લાગે તે તજવા

## સ્થાપનાચાર્ય

પ્ર૦ સામાયિક કરતી વખતે સ્થાપનાચાર્ય સ્થાપવામા આવે છે, તેનો હેતુ શો છે?

ઉ૦ સામાયિકની ધાર્મિક મગળ ક્રિયા કરતી વખતે સ્થાપનાચાર્ય સાક્ષીભૂત તરીકે સ્થાપવામા આવે છે જો ગુરુ મહારાજની હાજરી હોય તો સ્થાપનાચાર્યની જરૂર નથી તેમની ગેરહાજરીમા પુસ્તક સાપડા પર મૂકી તેમા આચાર્ય મહારાજની ભાવના ભાવવી આપણે વ્યવહારમા શુ જોઈએ છીએ? વ્યવહારમા પણ સાક્ષી રાખવાથી કાર્યની નિશ્ચલતા થાય છે, તો પછી આવા ધાર્મિક મગળકાર્યમા સ્થાપનાચાર્યની સાક્ષીથી ધર્મ માર્ગમા દઢ થવાય તે દેખીતુ છે વળી ગુરુ મહારાજની તેમા ભાવના કરવાથી આળસ, પ્રમાદાદિ દોષોથી વિરક્ત થવાય છે અને સ્થાપનાચાર્ય સાક્ષીભૂત હોવાથી ધર્મ માર્ગમા અતિરિક્ત થવાય છે આથી ગુરુમહારાજની ગેરહાજરીમા સ્થાપનાચાર્યની સ્થાપના કરવામા આવે છે

ઘ

# ઉપકરણ

પ્ર૦ સામાયિકમા કયા કયા ઉપકરણો જોઈએ અને તે શાથી તે કહો

ઉ૦ ચરવળો, કટાસણું, મુહપત્તિ, પુસ્તકાદિ, સ્થાપનાચાર્ય વગેરે

**ચરવળો** રાખવાનુ પ્રયોજન એ છે કે તે ભૂમિ આદિ પ્રમાર્જન કરવાનુ તેમજ નિર્દોષ જતુઓને બચાવવાનુ સાધન છે આને રજોહરણ પણ કહેવાય છે રજોહરણનો અર્થ એવો થાય છે કે તેને બાહ્ય દૃષ્ટિથી જોઈએ તો તે રજનુ એટલે ધૂળનુ હરણ કરે છે એટલે ધુળ દૂર કરે છે અને અભ્યતર દૃષ્ટિથી જોઈશુ તો તે કર્મ રૂપી રજને દૂર કરે છે

**કટાસણુ**—કટ એટલે સાદડી અને તેનુ આસન તે કટાસણ, તેનો મૂળ અર્થ તેવો થાય છે છેવટે તે ઉનનુ હોવુ જોઈએ તે ઉપર જીવજતુ ઓછા આવવા સભવ છે, તેમજ ભરાઈ રહેવાનો સભવ ઘણો ઓછો છે કટાસણુ લગભગ એક ગજ કે દોઢ હાથ લાબુ અને સવા હાથ પહોળુ હોય છે

**મુહપત્તિ**—મુહપત્તિ એટલે મુખવસ્ત્રિકા મુખની આડે રાખવાનુ વસ્ત્ર સામાયિકમા ઉચ્ચાર કરતી વખતે મુહપત્તિ મુખથી ચાર આગળ છેટે રાખવી આથી જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનોપકરણને થુક ન ઉડે આથી વિનય સચ

વાય છે અને આશાતનાથી બચાય છે વળી મુહપત્તિનો ઉપયોગ રાખવાથી ત્રસ જીવોની પણ હાનિ થતી બચી જાય છે મુહપત્તિના ૫૦ બોલ છે, તે બોલ સાથે મુહ પત્તિ પડિલેહવી જોઇએ

પુસ્તકાદિ—પુસ્તક, સાપડો, નવકારવાળી આદિ સાધનો સામાયિક કરતા પહેલા સાથે રાખવા, જેથી તે લેવા માટે ઊઠવું પડે નહિ, કારણ કે સામાયિકમા બેઠા પછી ઉઠાતુ નથી

પ્ર૦ ઉપકરણ એટલે શુ?
ઉ૦ જે ઉપકારના કારણો છે તે ઉપકરણ કહેવાય છે

## મુહપત્તિના ૫૦ બોલ

પ્ર૦ મુહપત્તિના ૫૦ બોલ કયા?

ઉ૦ મુહપત્તિને બ ને બાજુ જોતા બોલવું કે "સૂત્ર અર્થ તત્ત્વ કરી સદ્દહું" ડાબે હાથે ખખેરતા બોલવું કે "સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય, મિથ્યાત્વમોહનીય, પરિહરુ' 'જમણે હાથે ખખેરતા બોલવું કે "કામરાગ, સ્નેહરાગ, દ્રષ્ટિરાગ પરિહરુ" જમણા હાથમા લેઇ લેતા બોલવું કે "સુદેવ, સુગુરુ, સુધર્મ આદરુ" જમણા હાથથી દૂર કરતા બોલવું કે "કુદેવ, કુગુરુ અને કુધર્મ પરિહરુ" ડાબે હાથે પડિલેહતા બોલવું કે "જ્ઞાન, દર્શન, ચારિત્ર આદરું, જ્ઞાનવિરાધના, દર્શનવિરાધના, ચારિત્ર વિરાધના પરિહરુ મનગુપ્તિ, વચનગુપ્તિ આદરુ, મન

દ ડ કાયાદ ડ પરિહરુ" ડાબી ભુજાએ પડિલેહતા બોલવુ કે "હાસ્ય, રતિ, અરતિ પરિહરુ" જમણી ભુજાએ પડિ લેહતા બોલવું કે "ભય, શોક, દુગંચ્છા પરિહરુ" મુખે પડિલેહતા બોલવુ કે "રસગારવ, ઋદ્ધિગારવ, શાતાગારવ પરિહરુ" હૃદયે પડિલેહતા બોલવુ કે "માયાશલ્ય, મિથ્યાત્વશલ્ય પરિહરુ" ડાબેખભે પડિલેહતા બોલવુ કે "ક્રોધ, માન પરિહરુ" જમણે ખભે પડિલેહતા બોલવું કે "માયા લોભ પરિહરુ" ડાબે પગે પડિલેહતા બોલવુ કે "પૃથ્વીકાય, અપકાય, તેઉકાયની જયણા કરુ" જમણે પગે પડિલેહતા બોલવુ કે "વાયુકાય, વનસ્પતિ-કાય, ત્રસકાયની જયણા કરુ" મસ્તકે પડિલેહતા બોલવુ કે "કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા પરિહરુ"

## સામાયિક લેવાનો વિધિ

ઠવણીપર પધરાવેલા સ્થાપનાચાર્યજી ન હોય તો ઊંચે સ્થાનકે પુસ્તક આદિ જ્ઞાન, દર્શન કે ચારિત્રનુ ઉપ કરણ મૂકીને, શુદ્ધ વસ્ત્ર સહિત થઈ, કટાસણુ પાથરી, ચરવળો, મુહપત્તિ ડાબા હાથમા મુખ પાસે રાખી, જમણો હાથ ઉંધો સ્થાપનાજી સન્મુખ રાખી, એક નવકાર તથા પચિંદિઅ સૂત્ર કહેવા પછી ખમાસણુ દઈ, ઇરિયાવહિય સૂત્ર, તસ્સઉત્તરી, અન્નત્થ ઊસસિએણુ કહી એક લોગસ્સ ("ચંદેસુ નિમ્મલયરા" સુધી) અથવા ચાર નવકારનો કાયોત્સર્ગ કરવો અને "નમો અરિહંતાણુ" એ પદ બોલી કાયોત્સર્ગ પારીને પ્રગટ, લોગસ્સ કહેવો પછી

વાય છે અને આશાતનાથી બચાય છે વળી મુહપત્તિનો ઉપયોગ રાખવાથી ત્રસ જીવોની પણ હાનિ થતી બચી જાય છે મુહપત્તિના ૫૦ બોલ છે, તે બોલ સાથે મુહપત્તિ પડિલેહવી જોઇએ

પુસ્તકાદિ—પુસ્તક, સાપડો, નવકારવાળી આદિ સાધનો સામાયિક કરતા પહેલા સાથે રાખવા, જેથી તે લેવા માટે ઊઠવુ પડે નહિ, કારણ કે સામાયિકમા બેઠા પછી ઉઠાતું નથી

પ્ર૦ ઉપકરણ એટલે શુ ?
ઉ૦ જે ઉપકારના કારણો છે તે ઉપકરણ કહેવાય છે

## મુહપત્તિના ૫૦ બોલ

પ્ર૦ મુહપત્તિના ૫૦ બોલ કયા?

ઉ૦ મુહપત્તિને બન્ને બાજુ જોતા બોલવું કે "સૂત્ર અર્થ તત્ત્વ કરી સદ્દહું" ડાબે હાથે ખ ખેરતા બોલવું કે "સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય, મિથ્યાત્વમોહનીય, પરિહરુ' 'જમણે હાથે ખ ખેરતા બોલવું કે "કામરાગ, સ્નેહરાગ, દ્રષ્ટિરાગ પરિહરુ" જમણા હાથમા લેઇ લેતા બોલવું કે "સુદેવ, સુગુરુ, સુધર્મ આદરુ" જમણા હાથથી દૂર કરતા બોલવું કે "કુદેવ, કુગુરુ અને કુધર્મ પરિહરુ" ડાબે હાથે પડિલેહતા બોલવું કે "જ્ઞાન, દર્શન, ચારિત્ર આદરું, જ્ઞાનવિરાધના, દર્શનવિરાધના, ચારિત્ર વિરાધના પરિહરુ મનગુપ્તિ, વચનગુપ્તિ આદરુ, મન

દડ કાયાદડ પરિહરું" ડાબી ભૂજાએ પડિલેહતા બોલવું કે "હાસ્ય, રતિ, અરતિ પરિહરું" જમણી ભુજાએ પડિલેહતા બોલવુ કે "ભય, શોક, દુગચ્છા પરિહરું" મુખે પડિલેહતા બોલવુ કે "રસગારવ, ઋદ્ધિગારવ, શાતાગારવ પરિહરુ" હૃદયે પડિલેહતા બોલવુ કે "માયાશલ્ય, મિથ્યાત્વશલ્ય પરિહરુ" ડાબેખભે પડિલેહતા બોલવુ કે "ક્રોધ, માન પરિહરું" જમણે ખભે પડિલેહતા બોલવું કે "માયા લોભ પરિહરુ" ડાબે પગે પડિલેહતા બોલવુ કે "પૃથ્વીકાય, અપકાય, તેઉકાયની જયણા કરું" જમણે પગે પડિલેહતા બોલવુ કે "વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાયની જયણા કરુ" મસ્તકે પડિલેહતા બોલવુ કે "કૃષ્ણલેસ્યા, નીલલેસ્યા, કાપોતલેસ્યા પરિહરુ"

## સામાયિક લેવાનો વિધિ

ઠવણીપર પધરાવેલા સ્થાપનાચાર્યજી ન હોય તો ઊંચે સ્થાનકે પુસ્તક આદિ જ્ઞાન, દર્શન કે ચારિત્રનુ ઉપકરણ મૂકીને, શુદ્ધ વસ્ત્ર સહિત થઈ, કટાસણુ પાથરી, ચરવળો, મુહપત્તિ ડાબા હાથમા મુખ પાસે રાખી, જમણો હાથ ઉંધો સ્થાપનાજી સન્મુખ રાખી, એક નવકાર તથા પચિદિઅ સૂત્ર કહેવા પછી ખમાસણ દઈ, ઇરિયાવહિય સૂત્ર, તસ્સઉત્તરી, અન્નત્થ ઊસસિએણ કહી એક લોગસ્સ ("ચદેસુ નિમ્મલયરા" સુધી) અથવા ચાર નવકારનો કાયોત્સર્ગ કરવો અને "નમો અરિહતાણ" એ પદ બોલી કાયોત્સર્ગ પારીને પ્રગટ લોગસ્સ કહેવો પછી

ભગવન્! મુહપત્તિ પડિલેહુ?' 'ઇચ્છ' કહી મુહપત્તિ પડિલેહવી, પછી ખમાસમણુ દઈ, 'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પારુ?, 'યથાશકિત' પછી ખમાસમણુ દઇ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પાર્યું?' 'તહત્તિ' કહી પછી જમણો હાથ ચરવળા ઉપર અથવા કટાસણા ઉપર સ્થાપી એક નવકાર ગણી સામાઈય વયજુત્તો કહી જમણો હાથ મુખ સન્મુખ રાખી એક નવકાર ગણવો.



ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક મુહપત્તિ પડિલેહું?" કહી કંઇક વિરામ લઇ "ઇચ્છ" કહી પચાસ બોલ ચિંતવવા સાથે મુહપત્તિ પડિલેહવી પછી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક સંદિસાહુ?, "ઇચ્છ" કહી, ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક ઠાઉં? "ઇચ્છ" કહી બે હાથ જોડી એક નવકાર ગણી "ઇચ્છકારી ભગવન્ પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી" કહી ગુરુ અથવા વડિલ હોય તો તેઓની પાસે કરેમિભંતે! ઉચ્ચરાવવું નહિતર પોતાની મેળે કરેમિભંતેનો પાઠ બોલવો, પછી ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે સંદિસાહું?" "ઇચ્છ" કહી ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે ઠાઉં!" "ઇચ્છ" કહીં પછી ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય સંદિસાહુ?" "ઇચ્છ" કહી ખમાસમણદઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય કરૂં?" "ઇચ્છ" કહી ત્રણ નવકાર ગણવા પછી બે ઘડી ધર્મધ્યાન કરવું વિકથા કરવી નહી

## સામાયિક પારવાનો વિધિ

ઉભા થઇ 'ખમાસમણ દઇ' ઇરિયાવહિય પડિક્કમી, તસ્સ ઉત્તરી, અન્નત્થ કહી, એક લોગસ્સનો કાયોત્સર્ગ 'ચંદેસુ નિમ્મલયરા' ચરણ સુધી કરી, પારીને પ્રગટ લોગસ્સ કહી ખમાસણ દઇ, 'ઇચ્છાકારેણ સંદિસહ

ભગવન્! મુહપત્તિ પડિલેહુ?' 'ઇચ્છં' કહી મુહપત્તિ પડિલેહવી, પછી ખમાસમણ દઇ, 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પારુ?, 'યથાશકિત' પછી ખમાસમણ દઇ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પાર્યું?' 'તહત્તિ' કહી પછી જમણો હાથ ચરવળા ઉપર અથવા કટાસણા ઉપર સ્થાપી એક નવકાર ગણી સામાઈય વયજુત્તો કહી જમણો હાથ મુખ સન્મુખ રાખી એક નવકાર ગણવો



## સામાયિકનુ ફળ

જે કર્મ કોટી વર્ષ સુધી તપ કરવાથી પણ છેદી ન શકાય તે કર્મ પણ એક ક્ષણ માત્રમા ચિત્તની સમતા વડે નિર્મૂલ થાય છે કોઈ એક પુરુષ હમેશા લાખ ખાડી સુવર્ણનુ દાન કરે તોપણ સામાયિક કરનાર પુરુષની તુ^ય થતો નથી એક સામાયિક કરવાથી જેટલુ પુણ્ય થાય છે તેટલુ પુણ્ય કદાચ શ્રાવક, ભાવથી મેરૂ પર્વત જેટલા સુવર્ણનુ દાન કરે તોપણ થતુ નથી એક સામાયિક કરવાથી બાણુક્રોડ, ઓગણસાઠલાખ, પચીશહજારનવસો ને પચીશ તથા એક પ^યોપમના આઠ ભાગ કરીએ તેવા ત્રણ ભાગ એટલે કે ૯૨૫૯૨૫૯૨૫ ૩/૮ આટલા પલ્યોપમનુ દેવાયુષ્ય બધાય છે

# સામાયિક-સ્વરૂપ

## સામાયિક—સમીક્ષા

પ્ર૦ સામાયિકના અર્થ કહો

ઉ૦ **સમ** એટલે રાગદ્વેષના અભાવરૂપ આત્માના મધ્યસ્થ પરિણામ થતા, આય એટલે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ લાભનો, ઇક એટલે ભાવ જે થાય તેને સામાયિક કહીએ ( ૨ ) સાવદ્યયોગ ( પાપ વ્યાપાર ) નો ત્યાગ અને નિરવદ્ય યોગનુ સેવન કરવાનો જીવનો પરિણામ થાય ત્યારે સામાયિક કહેવાય છે ( ૩ ) સમ એટલે સરખુ એટલે સર્વજીવ સાથે મૈત્રીભાવ કરવો એ જેનુ લક્ષણ છે એવો જે લાભ તેને સામાયિક કહીએ ( ૪ ) જે મોક્ષ પ્રાપ્ત કરવામા જ્ઞાન, દર્શન અને ચારિત્રનુ સરખુ સામર્થ્ય

પ્રામ કરાવે છે, તેને પણ સામાયિક કહીએ (૫) સામાયિક એટલે સ સારના સર્વ જાતના રાગ દ્વેષથી ઉપ-જતા પરિતાપને સમાવી દઇ શુદ્ધ જગાએ, શુદ્ધ વસ્ત્ર પહેરી, બે ઘડી સુધી સ સારના દરેક બ ધન દૂર કરી, જ્ઞાનાન દ, ધ્યાન, અધ્યયન, જાપ, ધર્મકથા વિગેરે પોતાના અધિકાર પ્રમાણે કરવુ તેને પણ સામાયિક કહીએ આમ સામાયિકના વિધ વિધ પ્રકારના અર્થ થાય છે ટૂ કાણમા કહીએ તો સામાયિક એ સમતાનુ વાહક, સરખાપણાના ભાવનુ પ્રેરક અને જ્ઞાન, દર્શન અને ચારિત્રના સામર્થ્યનુ ઉત્પાદક છે

પ્ર૦ આ સામાયિક સૂત્રના પ્રણેતા કોણ છે?

ઉ૦ આ સામાયિક સૂત્રના–અર્થથી પ્રરૂપક શ્રીતીર્થંકર પ્રભુ છે, અને તેની શબ્દરચના કરનાર શ્રી ગણધર પ્રભુ છે, અર્થાત્ તે સર્વજ્ઞકથિત સૂત્ર છે

પ્ર૦ સર્વજ્ઞ એટલે શુ?

ઉ૦ જેઓ ત્રિકાળદર્શી છે તેઓ જ સર્વજ્ઞ ગણાય છે અને જેઓ સર્વજ્ઞ હોય છે, તેઓ જ લોકાલોકના ભાવો (લોક અને અલોકના) યથાસ્થિત, જેવા પોતાના જ્ઞાનમા જુએ છે તેવા જ પ્રરૂપે (કહે)છે પ્રત્યક્ષનો પુરાવો પણ હોઇ શકે નહિ

પ્ર૦ સામાયિકના પર્યાય શબ્દો અર્થ સાથે કહો

ઉ૦ સામ, સમ, અને સમ્ય એ સામાયિકના પર્યાય શબ્દો છે
(૧) સામ એટલે મધુર પરિણામ, (૨) સમ એટલે

ત્રાજવા જેવા સમ પરિણામ અને (૩) સમ્ય એટલે ખીર અને ખાંડ મળી જાય તેવા સમ પરિણામ

પ્ર૦ સામાયિક વ્રત એટલે શુ ?

ઉ૦ આર્ત અને રૌદ્રધ્યાનનો ત્યાગ જેણે કરેલો છે, તથા વચન અને શરીર સબધી પાપ વ્યવહારનો જેણે ત્યાગ કરેલો છે, એવા મનુષ્યે એક મુહૂર્ત પર્યંત સમ ભાવમા રહેવુ તે સામાયિકવ્રત કહેવાય છે

પ્ર૦ સામાયિક કરવાની જરૂર શી ?

ઉ૦ સામાયિક એ સર્વ સાવદ્યયોગની વિરતિરૂપ છે અને તેનાથી ચારિત્રાચારની શુદ્ધિ થાય છે, તેથી તે કરવાની અવશ્ય જરૂર છે

પ્ર૦ સામાયિકના પ્રકાર કેટલા અને તે કયા કયા છે ?

ઉ૦ સામાયિકના બે પ્રકાર છે એક ઇત્વર અને બીજુ યાવત્ કથિત ઇત્વર એટલે જે થોડા વખત સુધીનુ કહેવાય છે તે આ ગૃહસ્થનુ વ્રત છે યાવત કથિત એટલે જે આખી જિંદગી સુધી રહે તે, આ મુનિરાજો માટે સમજવું

પ્ર૦ સામાયિકના ભેદો કેટલા છે અને તેની સમજણ આપો

ઉ૦ સામયિકના ચાર ભેદો છે (૧) શ્રુત સામાયિક (૨) સમ્યક્ત્વ સામાયિક (૩) દેશ વિરતિ સામાયિક અને (૪) સર્વ વિરતિ સામાયિક

(૧) **શ્રુત સામાયિક** એટલે હુ આટલો અમુક પાઠ

ભણી, સપૂર્ણ સુખપાઠ ભણી ઉઠીશ, એવો નિયમ કરી બેસવું તે

(૨) સમ્યક્ત્વ સામાયિક એટલે શુદ્ધ સમકિત પામવું તે

(૩) દેશવિરતિ સામાયિક એટલે બે ઘડી પ્રમાણ સામાયિક કરવુ તે

(૪) સર્વવિરતિ સામાયિક એટલે જે મુનિરાજો સર્વથા પાળે છે તે આને ચારિત્રસામાયિક પણ કહેવાય છે

પ્ર૦ સામાયિકના ચાર અંગ કયા ?

ઉ૦ સમતા, સયમ, શુભ ભાવના અને આર્ત-રૌદ્રધ્યાનનો ત્યાગ એ સામાયિકના ચાર અંગ છે

પ્ર૦ ચાર શુભ ભાવનાઓ કઈ ?

ઉ૦ મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય આ ચાર શુભભાવનાઓ છે આ ભાવનાથી આર્ત અને રૌદ્રધ્યાન જે અપ્રશસ્ત છે, તેમાથી જીવ નિરાળો થાય છે આ બે અપ્રશસ્ત ધ્યાનનો ત્યાગ કર્યો વિના અનાદિકાળથી ધર્મધ્યાન થતું નથી

પ્ર૦ સામાયિકમા કઈ કઈ શુદ્ધિ જાળવવી ?

ઉ૦ સામાયિકમા (૧) આચારશુદ્ધિ, (૨) શરીરશુદ્ધિ, (૩) વસ્ત્રશુદ્ધિ (૪) ઉપકરણશુદ્ધિ જાળવવી અને આ ઉપરાંત સ્થાનશુદ્ધિ પણ જાળવવી કારણ કે સ્થાનશુદ્ધિ હોવાથી અપવિત્ર પરમાણુનો સ્પર્શ થતો નથી, અને તેથી મનની પવિત્રતા જળવાય છે આ માટે વિશેષ કરીને ઉપાશ્રય તે સામાયિક કરવાનુ ઉત્તમ સ્થળ છે

પ્ર૦ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી સામાયિક સમજાવો

ઉ૦ સામાયિકમા પુસ્તક, ચરવળો, કપડા આદિ જે વસ્તુઓ જોઈએ તેટલાની જ મર્યાદા રાખવી, અર્થાત્ તેટલા જ છુટમા રાખીને બાકીની વસ્તુનુ પચ્ચખ્ખાણુ કરવું, તે દ્રવ્યથી સામાયિક કહીએ (૨) ક્ષેત્રથી સામાયિક એટલે સામાયિક કરવા માટે જેટલી જગ્યા રોકી હોય તેટલી જગ્યાની મર્યાદા બાધી બાકીનાનો ત્યાગ કરવો તે (૩) કાળથી સામાયિક એટલે બે ઘડી અથવા ૪૮ મિનિટ જે સામાયિકના કાળનુ માપ છે ત્યા સુધી સામાયિક કરવુ તે (૪) ભાવથી સામાયિક એટલે રાગદ્વેષથી રહિતપણે સામાયિક કરવું તે ભાવથી સામાયિક જાણવું

પ્ર૦ શ્રીમન્મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે સામાયિકનો શો અર્થ કહેલો છે અને તે શેમા છે ?

ઉ૦ શ્રીમન્મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે નવાસો ગાથાના સ્વકૃત સ્તવનમા સામયિકના અર્થ માટે નીચે પ્રમાણે ગાથા આપેલી છે

**ભગવઇ અંગે ભાખીઓ સામાયિક અર્થ,**
**સામાયિક તે આતમા ધરો સુધો અર્થ**

પ્ર૦ સામાયિક કરવાની વિધિમા કયા દોષો વર્જવા ?

ઉ૦ સામાયિક કરવાની વિધિમા ચાર દોષો વર્જવા

(૧) અવિધિદોષ, (૨) અતિપ્રવૃત્તિ--ચૂનપ્રવૃત્તિ

(૩) દગ્ધદોષ અને (૪) શૂન્યદોષ આ ચાર દોષો
સામયિક કરવાની વિધિમા ત્યજવા

પ્ર૦ તે વિગતવાર સમજાવો

ઉ૦ અવિધિ એટલે જે વિધિ શાસ્ત્રમા કહી છે, તે પ્રમાણે
વિધિથી સામાયિક ન કરવામા આવે તો અવિધિ દોષ
લાગે છે અતિપ્રવૃત્તિ—ન્યૂનપ્રવૃત્તિ દોષ એટલે શાસ્ત્રમા
લખ્યા કરતા અધિક કે ન્યૂન કોઇ પણ પ્રવૃત્તિ ન જ થવી
જોઇએ દગ્ધદોષ એટલે સામાયિકમા ઇહલોક પર
લોકના સામારિક સુખોની વાચ્છના કરવી તે, અને
શૂન્ય દોષ એટલે ઉપયોગ વિના ધાર્મિક ક્રિયા કરવી
તે આ માટે આત્મહિતાર્થી જનોએ સામાયિક કરતી
વખતે આ અવિધિના દોષો તજવા જોઇએ

પ્ર૦ સામાયિકમા ધાર્મિક અનુષ્ઠાનો કયા યાદ રાખવા ?

ઉ૦ સામાયિકની અદર પાચ ધાર્મિક અનુષ્ઠાનો યાદ
રાખવા, તે એ છે કે (૧) વિષાનુષ્ઠાન (૨) ગરલાનુષ્ઠાન
(૩) અ યોન્યાનુષ્ઠાન (૪) તદ્દહેતુ અનુષ્ઠાન (૫) અમૃતા
નુષ્ઠાન

પ્ર૦ આ અનુષ્ઠાનોનો અર્થ વિગતવાર સમજાવો અને તેમા
કેટલા ગ્રાહ્ય છે અને કેટલા ત્યાજ્ય છે ?

ઉ૦ (૧) વિષાનુષ્ઠાન એટલે આ લોકના સાસારિક સુખોની
જે વાચ્છના કરવી ત (૨) ગરલાનુષ્ઠાન એટલે ધર્મક્રિયા
કરવી, અને પરલોકાદિક—સ્વર્ગાદિકની તૃષ્ણા રાખવી

(૩) અન્યોન્યાનુષ્ઠાન એટલે દેખાદેખીથી ધર્મક્રિયા કરવી તે (૪) તદ્હેતુઅનુષ્ઠાન એટલે કરેલી ધર્મક્રિયા ધર્મક્રિયા કરનારને પરોક્ષ ફળ આપે છે તે અને (૫) અમૃતાનુષ્ઠાન એટલે જેનુ ફળ અમૃત એટલે આત્માનો વિકાસ છે તે આ માટે જે પ્રથમ ત્રણ અનુષ્ઠાનો છે તે છોડી દેવા જોઇએ બાકીના બે સ્વી કાર્ય છે એટલે સ્વીકારવા યોગ્ય છે

પ્ર૦ સામાયિકમા અતિચારના કયા દોષો વર્જવા જેવા છે?

ઉ૦ સામાયિક કરતી વખતે અતિચારના પાચ દોષો વર્જવા મન, વચન અને કાયાનુ દુષ્પ્રણિધાન એટલે મન, વચન અને કાયાથી પાપકર્મમા પ્રવર્તન કરવુ નહિ એ ત્રણ બે તથા ચોથો અનાદર એટલે પ્રમાદના દાષથી જેમ તેમ સામાયિક કરવું એટલે સમય પૂરો ન થયો હોય તો પણ વહેલુ પારવું તે, પાચમો સ્મૃતિનો નાશ તે છે તેનો ભાવાર્થ એ છે કે અવસર ઉચિત સામાયિક કરવું નહિ તે છે આ પાચ અતિચારથી ભવભીરુ પ્રાણીએ વિરમવુ જોઈએ

પ્ર૦ કેવલી પ્રભુએ સામાયિક માટે શુ કહ્યુ છે?

ઉ૦ કેવલી પ્રભુએ તે માટે નીચેનુ સૂત્ર પ્રરૂપ્યુ છે

जो समो सव्वभूएसु तसेसु थावरेसुय।
तस्स सामाइयं होइ इम केवलि भासियं॥

અર્થ—સામાયિક સહિત જીવ, નિદાઅરતામા સમપરિણામી તેમ વળી માન તેમ જ અપમાન કે ત્રાસમા કે ... એમ તિરસ્ક

વાળો હોય, તેમ પરજન પર પણ સમભાવ રાખે. વળી ત્રસ અને સ્થાવર જીવો પર પણ સમભાવ પરિણામી હોય, તો સામયિક હોય તેવું કેવળી ભગવત કહે છે

પ્ર૦ સામાયિકના આઠ નામ તેના અર્થ સાથે કહો

ઉ૦ સામાયિકના આઠ નામ (૧) સામાયિક (૨) સમયિક (૩) સમવાદ (૪) સમાસ (૫) સક્ષેપ (૬) અનવદ્ય (૭) પરિજ્ઞા અને (૮) પ્રત્યાખ્યાન

(૧) સામાયિક—સમભાવ રાખવો તે

(૨) સમયિક—સર્વજીવો પ્રત્યે દયાભાવ રાખવો તે.

(૩) સમવાદ—રાગદ્વેષ છોડીને યથાસ્થિત વચન બોલવું તે

(૪) સમાસ-થોડા જ અર્થમા તત્ત્વ જાણવું તે

(૫) સક્ષેપ—થોડા જ અક્ષરમા કર્મનાશ થાય એવી દ્વાદશાગીનો ઘણો અથ કરવો તે

(૬) અનવદ્ય—પાપ વગરનુ આચરવું તે

(૭) પરિજ્ઞા—તત્ત્વનુ જાણપણુ જે સામાયિકમા હોય છે તે

(૮) પ્રત્યાખ્યાન-નિષેધ કરેલી વસ્તુનો ત્યાગ કરવો તે

પ્ર૦ આ દરેક ભેદ ઉપર એક એક ટૂકી કથા કહો

ઉ૦ આ આઠ પ્રકારના સામાયિકના નામ ઉપર આઠ ટૂકી કથાઓ નીચે મુજબ છે



(૧)

સમભાવ સામાયિક ઉપર

## દમદંતમુનિની કથા

હર્ષપુર નામના નગરનો દમદત નામનો એક રાજા હતો તે બહુ પરાક્રમી હતો એકદા તે તેના મિત્ર જરાસધ રાજાને યુદ્ધમા સહાય આપવા ગયો હતો તે વખતે હસ્તિનાપુરના રાજા પાડવ-કૌરવોએ એ હર્ષપુરને ઘેરો ઘાલી જીતી લીધુ દમદત રાજાને તે માલુમ પડયું તેણે જોયુ કે આ લોકોએ મારી ગેરહાજરીનો લાભ લઈ મારુ ગામ જીતી લીધું છે આથી તેણે લોકો સાથે લડાઇ કરી અને તે લડાઇમા જય મેળવ્યો આ દમદત રાજા ત્યાર બાદ સુખે રાજ્ય કરતો હતો તે એકદા અગાશીમા પોતે બેઠો હતો, અને આકાશને ચોમેર વાદળાથી ઢકાએલુ જોયુ અને ઘડી પછી પાછા સઘળા વાદળા વિખરાઇ જતા પણ જોયા આથી તે બુદ્ધિવાન રાજાને વિચાર થયો કે આવા મનોહર

વાદળાને ઘડીભરમા વિખરાતા વાર ન લાગી તો પછી મારી આ સઘળી રાજ્યઋદ્ધિ, વૈભવો, રમણીય પદાર્થો વગેરે વિખરાતા શી વાર લાગવાની ? આ જગતમા આમ સઘળુ નાશવત છે તો પછી મારો પણ કેમ નાશ નહિ થાય ? આ પ્રમાણે વિનાશી જગતની વસ્તુ સબધી વિચાર કરતા તેનુ મન આતરદૃષ્ટિ તરફ વળ્યું, અને પોતાની ક્ષણભગુર કાયાનો ભરુસો નહીં પડવાથી પોતાનુ રાજ્ય પોતાના પુત્ર રાજને સોપી પોતે આત્મજ્ઞાનનો અનુભવ લેવા આ અસાર સસારને તિલાજલી આપી, પોતાનુ રાજ છોડી ચાલતો થયો, અને હસ્તિનાપુરની ભાગોળે આવી પહોચી, શહેરની બહાર આતરે કાઉસગ્ગ ધ્યાને ઊભો રહ્યો કેટલાક વખત પછી પાડવો આ બાજુ થઇને જતા આ દમદત રાજાને જોયો અને તેને કાઉસગમા ઉભેલો જોઈને ભાવિક હોવાથી તેમણે તેની પ્રશસા કરી અને અતરથી તેમના મુનિપણાને તેમણે ધન્યવાદ આપ્યો, પછી તેઓ તેમની પ્રદક્ષિણા દઈ ભક્તિભાવે તેમની સ્તુતિ કરી પોતાના બગીચા તરફ ગયા થોડા વખત પછી કૌરવો ત્યા આવે છે ત્યારે તે દમદત મુનિને જુએ છે, અને વિચારે છે કે આપણને હરાવનાર આ છે, તેથી ક્રોધાગ્નિના આવેશમા આવી તેમના પર ઇંટ પથરા ફેકયા અને તેનાથી તે મુનિને દાટી દીધા તે દુષ્ટોએ દુષ્ટની ફરજ બજાવી જ્યારે પાડવોએ પ્રદક્ષિણા કરી ત્યારે આ કુબુદ્ધિઓએ આવું હેવાનીઅતભર્યું કામ કર્યું, છતા તે મહામુનિરાજ પોતાના ધ્યાનથી ચળ્યા નહિ

થોડા વખત પછી પાડવો ત્યા આગળ થઇને જતા હશે ત્યારે તેમણે દમદત મુનિને જોયા નહિ અને

લાકડા, ઈંટ તથા પથરાનો ઢગલો જોયો, ત્યારે તેઓએ વિચાર્યું કે આ કામ કૌરવો વિના બીજા કોઈનુ હોય નહિ, જેથી તેમણે તે ઢગલો વિખેરી નાખ્યો અને મુનિરાજને ત્યા જેવા ધ્યાનસ્થ ઉભેલા જોયા હતા તેવા જોયા આથી કૌરવો માટે તેમને ઘણો ખેદ થયો અને મુનિરાજની ધ્યાનસ્થ દશાના વખાણ કરી તેમને નમસ્કાર કરી પોતાના મુકામે ગયા દમદત મુનિ તો ધ્યાનમા ઊભા છે તેમને નથી પાડવો ઉપર રાગ કે કૌરવો પર દ્વેષ તેઓ તો એમ વિચારે છે કે પાડવેએ જે મને વદન કર્યું તે મારુ નથી થયુ પરતુ મારા પૂર્વભવના યશનામ કર્મનુ ફળ તેમને મળ્યુ અને કૌરવોએ જે નિર્ભર્ત્સના કરી-અવગણના કરી તે મારી નથી થઈ, પરતુ મારા અપયશ નામના કર્મનુ મને તે ફળ મળ્યુ છે તેઓ વિચાર કરે છે કે પાડવો કે જેઓએ મારા શુભકર્મને દેખાડી તેમાથી મને નિવૃત્ત કરાવ્યો છે, તેથી તેઓ મારા પરમ ઉપકારી છે અને કૌરવોએ મારુ અશુભ ફળ દેખાડી તેમાથી મને નિવૃત્ત કરાવ્યો છે જેથી તેઓ પણ મારા ઉપકારી છે આવી રીતે શુભાશુભ કર્મમાથી મને નિવૃત્ત કરવા માટે મારા તો તે બન્ને ઉપકારી છે આમ ઉચ્ચ પ્રકારની વિચારશ્રેણી પર ચઢતા, રાગ દ્વેષ જેવા શત્રુઓ ઉપર વિજય મેળવતા અને સમભાવમા તલ્લીન રહેતા શુભાશુભ કર્મોનો ક્ષય કરી ક્ષીણમોહી થઈ દમદત મુનિ કેવળજ્ઞાન પામ્યા

(૨)

### સમયિક સામાયિક ઉપર

# મેતાર્ય મુનિવરની કથા

રાજગૃહી નગરીમા એક સોની રહેતો હતો તે ઘણો કારીગર હતો શ્રેણિક મહારાજા તેને હોશિઆર જાણી તેની પાસે કોઇ વસ્તુ ઘડાવવી હોય તો ઘડાવતો શ્રેણિક મહારાજા જિનેશ્વર પ્રભુની પૂજા માટે સોનાના એકસો ને આઠ જવ તેની પાસે ઘડાવતા આ સોની એક વખત જવ ઘડતો હતો તે વખતે મુનિરાજને વહોરવા જતા જોઇને તેને મુનિરાજને વહોરાવવાની ઇચ્છા થઇ તેટલામા તો મુનિરાજ તેના ઘરમા પધાર્યા, અને ધર્મલાભ કહી તેના બારણામા પ્રવેસ્યા, જેથી મુનિરાજને વહોરાવવા તે ઘરની અદર લઈ ગયો અને ભક્તિપૂર્વક મુનિરાજને વહોરાવ્યા તે મુનિરાજ આહાર લઇને ગયા પછી તે મુનિરાજની પ્રશસા કરવા લાગ્યો, અને તેમના વૈરાગ્યને માટે ધન્યવાદ દેવા લાગ્યો મુનિરાજના ગયા પછી તે મુનિરાજને વદન કરી દુકાનમા આવ્યો તે વખતે જુએ છે તો પેલા જવ તેણે જોયા નહિ

આથી તેને વિચાર આવ્યો કે આ જવ તે મુનિરાજ સિવાય બીજો કોઈ લેનાર હોવો જોઇએ નહિ આ તો કોઈ પાખડી મુનિ જણાય છે, અને આથી તેને ઘણો ક્રોધ થઈ આવ્યો અને મુનિની તપાસ માટે ગયો મુનિરાજ બીજે

સ્થળેથી જેવા વહોરીને નિકળે છે તેવા તેણે તેમને દીઠા, એટલે મુનિરાજને કહેવા લાગ્યો કે પેલા જવ લેઇ ગયા છો તે આપી દો મુનિરાજ વસ્તુસ્થિતિનો વિચાર કરી મૌન જ રહ્યા માથી તે મુનિરાજને મૌન રહેલા જોઇ તેનો ક્રોધ વધ્યો, અને તે મુનિરાજને શિક્ષા કરવાનો વિચાર કરી તેમને પ્રચડ તાપમા ઊભા રાખ્યા અને વધુમા માથા ઉપર લીલી કસકસતી વાધર બાધી દીધી પગ તદ્દન ઉઘાડા તેથી પ્રચડ તાપથી પગમા ફોલ્લા થયા અને લીલી વાધર તગ થવા લાગી જેથી મુનિરાજનુ મસ્તક વધારે ને વધારે ભીંસાવા લાગ્યુ તેઓ આ પ્રાણાત અસહ્ય વેદના સમભાવે સહન કરી અતે શુભ ધ્યાનમા દેવલોક પામ્યા આ મુનિરાજનુ નામ મેતારજ મુનિરાજ હતુ તેઓએ પૂર્વભવમા કુળમદ કર્યો હતો, તેથી તેમને હરિજનને ત્યા નીચ કુળમા અવતાર લેવો પડયો હતો આ મુનિરાજ અવશ્ય વાધરની પીડાથી દેવલોક પામ્યા છતા તે પાપીષ્ટ કૃત્ય કરનાર પેલા સોની ઉપર કોઇ પણ જાતનો અશુભ ભાવ ન ચિતવતા ઉલટી તેના પર તેની અજ્ઞાનતાને લેઇને દયાનો વર્ષાદ વર્ષાવી રહ્યા મુનિરાજ પોતે જાણતા હતા કે તેના ગામે જે ઘર હતું તેના મોભ પર ક્રૌચ પક્ષી બેઠુ છે અને તે જવ તે ચણી ગયુ છે પરતુ જો આ સોનીને હુ વાત કહીશ તો તે તરત તે ક્રૌચ પક્ષીને મારી નાખશે અને તે બિચારા પ્રાણીની હત્યાનુ પાપ મને લાગશે આ પક્ષી સાથે મારે સમભાવ છે અને જો તે સોની તેને મારી નાખશે તો તે પક્ષી રૌદ્ર ધ્યાનથી આથી પણ અધિક નીચગતિમા જશે આ ઉદાત્ત ભાવનાથી તે

મહા મુનિરાજ પોતે મરણને શરણ થયા, પરંતુ મરણ પર્યંત ચૂપ રહ્યા અને સમભાવે વેદના વેદી સોની પર પણ તેની અજ્ઞાનતા માટે પોતે બહુ દયા ચિંતવવા લાગ્યા હતા પોતે સમભાવે રહી શુક્લધ્યાનથી મુક્તિ પામ્યા હવે બન્યું એવું કે મેતાર્ય મુનિરાજની ખોપરી વાધરથી ફાટી તે વખતે મોટો અવાજ થયો અને પેલું કોચ પક્ષી કે જે જવ ઉપાડી ગયું હતું તે બીની ગયું અને ચરકી ગયું જેમાંથી પેલા જવ જે તે ચણી ગયું હતું તે નીચે પડયા તે પેલા સોનીએ દુકાનમાં બેઠાં જોયા, જેથી તેને ઘણો ભારે પસ્તાવો થયો અને તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે હે! ભલા પ્રભુ! મેં આ મુનિરાજને નાહક સતાવ્યા અને તેમના પ્રાણ લીધા આથી તેને ઘણું દુઃખ થઇ આવ્યું અને વિચારવા લાગ્યો કે હે પ્રભુ! આ પાપમાંથી હું કયારે છુટીશ! આમ તેના અંતઃકરણમાં પુરો પશ્ચાત્તાપ થતા તેનું અંતઃકરણ શુદ્ધ બન્યું અને તેના પરિણામે તેણે ભાગવતી દીક્ષા અંગિકાર કરી અને દિવસે દિવસે આત્મજ્ઞાનમાં ઊંચે ચડતો ગયો અને તેના પ્રભાવે અંતે ઉચ્ચ ગતિને પામ્યો

---

(૩)

સમવાદ સામાયિક ઉપર

## કાલિકાચાર્યની કથા

તુરમણી નામની એક નગરી હતી, જેમાં કુંભ નામે રાજા રાજ્ય કરતો હતો તેની પાસે દત્ત નામનો એક

પુરોહિત હતો. તેના પર રાજાની સારી મેહરબાની હતી, અને રાજાએ તેને ઠેઠ પ્રધાનના ઉચ્ચપદ સુધી ચડાવ્યો હતો દત્ત કીર્તિનો ભૂખ્યો હતો. જેથી તે હિંસક યજ્ઞો ઘણુ કરાવતો આથી તે ચારે બાજુ પ્રખ્યાત થયો હતો તેની કીર્તિ વધતા તેને રાજા થવાની મહત્વાકાંક્ષા થઈ આવી, અને નીચ બુદ્ધિ કરી તેના ઉપકારી માલિક ભલા રાજા કુભને કેદ કર્યો અને પોતાને રાજા કહેવડાવવા લાગ્યો એવામા એક મુનિરાજ જેમનુ નામ કાલિકાચાર્ય હતું, તે વિહાર કરતા કરતા અત્રે આવી પહોચ્યા આ કાલિકાચાર્ય સસારીપણામા આ દત્તના મામા હતા આ દત્તની મા જૈનધર્મને માનનારી હતી તેથી તેણે દત્તને આ મહા મુનિરાજને વાદવા જવાની આજ્ઞા કરી દત્ત વેદધર્માનુ યાયી હતો અને હિંસકયજ્ઞમા માનતો હતો તેથી તેની ઇચ્છા મુનિરાજને વાદવા જવાની નહોતી, છતા પોતાની માનુ કહ્યુ પાળ્યા વિના ચાલે તેમ નહોતુ, તેથી તે અતે કાલિકાચાર્ય પાસે ગયો આ મહામુનિરાજે ધીમે ધીમે અહિંસક યજ્ઞનો, ભાવયજ્ઞનો ઉપદેશ આપવો શરૂ કર્યો આથી દત્તને મનમા ઘણો કચવાટ થઈ આવ્યો થોડા દિવસ બાદ તે પોતાના સસારી અવસ્થાના મામા કાલિકાચાર્યને વાદવા માટે ગયો ને ક્રોધમા ને ક્રોધમા થોડી વાર કાઇ પણ બોલ્યો નહિ અને મુનિરાજ પણ કાઈ બોલ્યા નહિ પરંતુ ક્રોધને વશ થએલા તે દત્તે મુનિરાજને પૂછ્યુ કે–હે મુનિ-રાજ! મારા સાંભળવા પ્રમાણે આપ વિદ્વાન છો, શાસ્ત્રજ્ઞ, છો, તો મને એટલુ જણાવશો કે આ મારા રાજ્યમા યજ્ઞો થાય છે તેનુ ફળ શું? મુનિરાજે જવાબ આપ્યો કે હે

દત્ત ! તમે જે યજ્ઞ કરી રહ્યા છો તેનુ ફળ હિંમા એટલે તમારા જે યજ્ઞ તમો કરો છો તે યજ્ઞનુ ફળ નરક છે આ જવાબથી તે પોતાના મનમા તો ઘણો ખીજવાયો પરતુ પોતાના ક્રોધને દાબી રાખી ફરીથી તેણે તે મુનિરાજને પ્રશ્ન કર્યો કે– મુનિરાજ ! હુ તે વાત શી રીતે માની લઉ કારણ કે દેવો યજ્ઞ વિના રીઝતા નથી, અને જેઓ યજ્ઞ કરતા નથી, તેમને દેવો ઇચ્છિત ફળ પણ આપતા નથી આ સાભળી તે વિદ્વાન મુનિરાજે જવાબ આપ્યો, કે હે દત્ત ! તુ જે દેવો માટે યજ્ઞ કરે છે તે તો અસુર–દૈત્ય દેવો છે, બાકી સમકિતી દેવો હિંસાથી કદિ પણ રીઝતા નથી અસુરીદેવો–દૈત્યો–રાક્ષસો રીઝે અને ભૌતિક એટલે સસારી સુખો તેઓ આપી શકે પણ તેથી આત્મકલ્યાણ શુ થાય ? તે દેવો તો તિર્યંચ કે નરકગતિ તરફ જ ખેચી જાય માટે અહિંસક યજ્ઞનુ જ અવલબન લેવું તારે ઘટે છે ત્યારે દત્તે કહ્યું કે એ વાતની કઈ ખાત્રી આપશો ? ત્યારે મહારાજે કહ્યું કે આજથી સાતમે દિવસે તારા મુખ ઉપર નરકના છાટા પડશે આ મુનિરાજનુ વચન મિથ્યા કરવા તેણે ઘણા પ્રયત્નો કર્યા પણ ભાવી ભાવ જે બનવાનુ છે, તે કોઇ કદિ પણ મિથ્યા કરી શકે તેમ નથી આથી દત્તે બહાર આવી ઉપાશ્રયની ચારેબાજુએ સિપાઇઓ ગોઠવ્યા અને મુનિરાજને સાત દિવસ સુધી ખડે પગે ઊભા રહેવાનો હુકમ કર્યો અને પોતે પણ સાત દિવસ સુધી મહેલમાથી બહાર ન નીકળવાનો નિશ્ચય કર્યો બન્યું એમ કે સાતમા દિવસને આઠમો દિવસ જાણી મહેલમાથી પોતે બહાર નિકળ્યો અને ઘોડેસ્વાર થઇ ગામમા

ફરવા ગયો તે બજારમા જ્યા જાય છે ત્યા રાત્રે આળીને
ઝાડે જવાની ખણુસ થવાથી શૌચ ગએલો, તે કોઈ જાણે
તેથી કરીને પોતાની પાસે જે ફૂલ હતા તેનો ઢગલો તે
પર કરેલો દત્ત પવનવેગે રસ્તામા ઘોડા ઉપર જતો હતો,
ત્યા તેના ઘોડાનો પગ તે ગાન્વમાં પડયો, અને તેના નર
કના દાટા ઉડયા આથી મુનિરાજની ભવિષ્યવાણી નાચીની
ખાત્રી થઈ અને મુનિરાજ પાસે તે ગયો મુનિરાજે તેને
ઘણો બોધ આપ્યો અને તેની માન ઠેકાણે લાવ્યા, અને
તેની અજ્ઞાનતા મુનિરાજે દૂર કરી અને તેણે કબૂલ કર્યું
કે હિંસક યજ્ઞ કરવો તે ભવ-જલનિધિ' તરવાને બદલે
તેમા 'બુડાવનારો છે અને તે નરકમા લઈ જનારો છે આથી
ખરો યજ્ઞ કેવો હોવો જોઇએ, તેની તેને ગુરૂ મહારાજના
બોધથી ખાત્રી થઈ તે ગુરુમહારાજની રજા લઈ પોતાના
રાજ્યમહેલમા ગયો અને તુરગમા જે તેણે પોતાના માલિક
રાજા કુભરાયને પુર્યો હતો તેને છુટો કર્યો અને તેને બે હાથ
જોડી ભેટયો, અને પોતાના કરેલા અપરાધની ક્ષમા માગી
અને પુન તેમને રાજ્યાસન પર બેસાડ્યા પોતે જૈન
ધર્મ અંગીકાર કર્યો, અને આખા રાજ્યમા તેને પડહ વજ
ડાવ્યો કે કોઇએ હિંસક યજ્ઞ કરવા નહિ અને યજ્ઞ કરે
તો એવા કરવા કે જેથી કામ ક્રોધાદિ શત્રુઓ-કષાયો
નાશ પામે અને રાજ્ય તરફથી પણ આવો યજ્ઞ થશે આથી
જૈનધર્મનો ઉદ્યોત થયો ત્યારથી પ્રજા પણ જૈનધર્મ પાળવી
લાગી અને દરેકને સત્યનુ ભાન થવાથી આનદ માનવા લાગ્યા,
આમ કાલિકાચાર્યે નીડરતાથી દત્ત જેવા રાજાને સત્ય

કહી સમવાર સામાયિક કર્યું હતું અને દત્ત જેવા મહા હિંસકયજ્ઞ કરનારને પ્રતિબોધ્યો હતો

(૪)

સમાસ—સામાયિક ઉપર

## ચિલાતીપુત્રની કથા

ચિલાતીપુત્ર પ્રથમ દુરાત્મા હતો રાજગૃહી નગરીમ ધનસાર્થવાહ નામનો એક શ્રેષ્ઠી રહેતો હતો તેને ત્યા ચિલાત નામની એક દાસી હતી તેનો તે પુત્ર હતો તે ધનસાર્થવાહ શ્રેષ્ઠીને સુષુમા નામની પુત્રી હતી આ પુત્રીની સાથે તેની ગાઢ ગાઢ બધાઈ તે સુષુમા સાથે હરવખત રમતો કારણ કે રાજા પણ તેને પુત્રવત્ પાળતો હતો આ ચિલાતીપુત્ર બહુ તોફાની હતો, પ્રજાને પણ તે ઘણી રંજાડતો હતો, આથી રાજાએ તેને ધકેલી દીધો, તેથી તે ભાગી ગયો અને સાથેના જંગલમાં નજીકની ગુફામા ભરાઇ, એક ચોરની પલ્લીમા તેણે પ્રવેશ કર્યો અને ત્યા ચૌર્યકળામા કુશળ બન્યો પોતે શરીરે બળવાન અને બાહોશ હોવાથી પલ્લીનો નાયક ગુજરી જવાથી તે પલ્લીનો ઉપરી બન્યો, તેને સુષુમા હરવખત યાદ આવતી તેથી તેને ઉપાડી જવાની તેની પ્રબળ ઇચ્છ થઇ તેણે પોતાના સાથીદારો—ચોરોને સમજાવ્યું કે આપણે રાજગૃહી નગરીમા ધનસાર્થવાહ શેઠને ત્યા ખાતર પાડવા જવું છે, ત્યાથી જે ધન આવે તે તમારે લેવું અને તેની પુત્રી સુષુમા તમારે મને આપવી આવી શરત કરી અંધારી રાત્રે રાજગૃહી નગરીમા પ્રવેશ કર્યો અને શેઠનુ ઘર

કુંટયુ અને શેઠની છોકરી સુષુમાને ભરવાંડ બકરુ ઉપાડે તેમ ઉપાડી, તે ચોરો ચાલતા થયા આથી રાજદરબારમા ખબર પડી નગરના કોટવાળ વગેરે પ્રથમ ચિલાતીપુત્રના દુષ્કૃત્યથી કંટાળી ગયા હતા, તેથી તેમણે તે ચોરોની પૂઠ પકડી કેટલેક દૂર જતા ચોરો તથા તેના નાયકને જોયા તેથી ચોરો ધનમાલ નાખી દેઇ ઝાડીમા ભરાઇ ગયા ચિલાતીપુત્રની પાછળ શેઠ અને તેના પુત્રો પડયા હતા ચિલાતીપુત્રની છેક નજી-કમા આવી જતા ચિલાતીપુત્રે વિચાર્યું કે હવે હું પકડાઈ જઇશ તેથી સુષુમાનુ મસ્તક છેદી ધડ પાસે રાખી દોડવા માડયું શેઠ અને તેના પુત્રોના હાથમા સુષુમાનુ ધડ આવ્યું આથી જેના માટે તેમણે પૂંઠ પકડી હતી તે તેમની દીકરી મૃત થએલી જોયા પછી ધડ લેઇ પાછા ફર્યા અને તેને ઘેર લેઇ જઈ અગ્નિદાહ દીધો ચિલાતીપુત્ર કે જેના એક હાથમા તલવાર છે, અને બીજા હાથમા સુષુમાનુ માથુ છે તે ધસ્યો ધસ્યો જગલ વટાવી એક પર્વત ઉપર આવ્યો ત્યા ભૂખ્યો તરસ્યો લથડીઆ ખાતો હતો અને લથડીઆ ખાતો એક ચારણ નામના તપસ્વી ધ્યાનસ્થ મુનિને અથડાયો આ અકસ્માતથી મુનિરાજ જાગ્યા અને જાગતાવેત આ બિભત્પ દેખાવ જોઇ મુનિરાજના મુખમાથી નીકળી ગયું કે-"આ શો અધર્મ ?" ચિલાતીપુત્રે તે વખતે આવેશમાં જવાબ આપ્યો કે "ત્યારે શો ધર્મ છે ?" મુનિરાજ આથી **ઉપશમ, સવર** અને **વિવેકનો** ઉચ્ચાર કરી આકાશમા અદ્રશ્ય થઇ ગયા ત્યારે ચિલાતીપુત્રના કર્ણપુટ પર આ શબ્દ અથડાયા ત્યારે તેની જ્ઞાનદશા જાગૃત થઇ અને તે ઉપર વિચાર કરવા તે પ્રેરાયો પ્રથમ ઉપશમ શબ્દનો વિચાર કરતા પોતાને માલમ-

પડે છે કે 'હે જીવ ! તુ કેવો ક્રોધે ધમધમી રહ્યો છે ? તારા જીવનમા શાંતિ જ કયા છે ! આ ક્રોધાદિ શત્રુઓ કદિ શાંતિનો માર્ગ પ્રાપ્ત કરવા દેવાના જ નથી, માટે તેને તુ તિલાંજલિ આપ આથી પ્રથમ ઉપશમ શબ્દનુ જ્ઞાન થવાથી તે પોતાનો ક્રોધ શમાવે છે અને, તેનુ ચિત્ત શાંત થયા પછી તેને સારાસાર વસ્તુનુ ભાન થાય છે અને વિવેકના વિચારો આવે છે વિવેકના વિચારો આવતા હુ અને આ દેહ બન્ને જુદા છીએ, આત્મા દેહ નથી અને દેહ તે આત્મા નથી, આમ ભેદ જ્ઞાન થાય છે આથી આત્માના ધર્મોને દેહના ધર્મોનુ જ્ઞાન થાય છે દેહના ધર્મ આત્માને નીચો પાડનારા છે, માટે તેનાથી છુટા થયા સિવાય મુક્ત દશા પ્રાપ્ત થતી નથી આમ વિચારતા વિચારતા પછી સવરના વિચારો આવે છે, અને તેથી ચારિત્રમા રમણતા થાય છે અને તેથી સ્વસ્વભાવનુ ભાન થતા છેવટે ધર્મધ્યાન અને શુકલધ્યાનમા ચડતા સિદ્ધદશા પ્રાપ્ત કરે છે આ પ્રમાણે સમાસ સામાયિક એ ઉત્તમ ગતિને આપનારૂ છે

(૫)

સક્ષેપ સામાયિક ઉપર

## જિતશત્રુરાજાની કથા

(શબ્દ થોડા અર્થ ઘણો)

વસતપુર નગરનો જિતશત્રુ રાજા હતો તે વૃદ્ધ થતા તેને પોતાનુ સાધી લેવા ધર્મધ્યાન કરવા તરફ અભિરૂચિ પ્રગટ થઈ જીવનમા તેને ઘણાકાળ લેર અને રાજ્યપ્રપચ કર્યા

પણ અતે પુણ્યયોગે ધર્મ માર્ગ તરફ તેની વૃત્તિ ગઈ અને વિચાર કર્યો કે હવે હું એવુ શુ કામ કરુ કે મારા જીવનની અત્ત ઘડી સફળ થાય આથી તેણે શાસ્ત્રવેત્તાઓની સલાહ લેવા માડી તેના એક શાસ્ત્રવેત્તાએ કહ્યુ કે ' સાહેબ ! શા માટે આપ આટલી બધી ચિતા કરો છો ? આપણે ત્યા ઘણા જ્ઞાનભડારો છે તે એક પછી એક આપને વાચી બતાવીએ આથી તે રાજાએ કહ્યુ કે હવે મારી આ છેલ્લી ઘડીમા મારે તેટલો બધો અવકાશ કયાથી કહાડવો કે જેથી હું તે જ્ઞાનના ભડારો એક પછી એક સાભળુ ! મને તો એવો રસ્તો બતાવો કે થોડામા મને સંપૂર્ણ જ્ઞાનનો બોધ થાય અને મારા આત્માનુ હુ કલ્યાણ કરી શકુ

આ પછી તેમના સઘળા પાડતો એકઠા થયા અને સર્વની અનુમતિથી તેમણે એક શ્લોક તેમની બધી બાબતોનો ટુકમા સમાવેશ થઇ જાય તેવો ઘડી કાઢયો અને તે તેમણે પોતાના રાજાને નિવેદન કર્યો, તે શ્લોક નીચે પ્રમાણે છે —

' जीर्णे भोजनमात्रेय कपिल प्राणिनां दयाम् ।
' बृहस्पति रविश्वासम् पचाल स्त्रीषु मार्दवम् ॥

તેમના પડિતો પૈકી આરોગ્યવિદ્યાના પડિતે પોતાના શાસ્ત્રોમાથી નિચોડ કાઢયો કે –"જીર્ણે ભોજન કરવુ" અર્થાત્ પ્રથમનો કરેલો આહાર બરાબર પચી જાય, તે પછી બીજો આહાર કરવો કપિલમતના અનુયાયીએ એવો નિર્દેશ કર્યો કે-**સર્વ જીવની દયા રાખવી** બૃહસ્પતિનો સિદ્ધાત માનનારાઓએ એવો સિદ્ધાત ઉપદેશ્યો કે-"કોઈનો ... અવિશ્વાસ રાખવો નહિ" એ

ન્યાયશાસ્ત્રનો નિષ્કર્ષ છે પંચાલના ભક્તોએ કહ્યુ કે
સ્રીજાતિ સાથે નરમાશથી વર્તવુ તે કામશાસ્ત્રનુ
રહસ્ય છે આ પડિતો પોતે જ લૌકિકાચારમા ગુ થાયા
હતા, અને તેમના લૌકિકાચાર સિવાય મહત્વની વસ્તુનુ
તેમને ભાન નહોતુ, તેથી તેમણે જીર્ણ ભોજન, જીવદયા,
અવિશ્વાસ, અને મૃદુતાના સામાન્ય સિદ્ધાત–તે પણ ઘણા
લાબા મનનને અતે તારવ્યા આમ સામાન્ય પડિતો
પુષ્કળ મહેનત પછી પણ થોડા શબ્દોમા ગભીર અર્થવાળી
વાત બરોબર કહી શકયા નહિ, તેથી જૈન ધર્મથી તેની
અભિલાષા પ્રાપ્ત થઇ, કારણ કે જૈન ધર્મના પ્રરૂપક શ્રી
જીનેશ્વર પ્રભુ છે, જે સર્વજ્ઞ છે, વળી જેઓ સૂર્ય સમાન
જ્ઞાનના પ્રભાવે લોકાલોકનુ સ્વરૂપ પોતાના જ્ઞાનમા જોઇ
રહ્યા છે, તેમણે "ત્રિપદી" જેવો સક્ષેપ મત્ર ઉચ્ચારી તે
થોડા જ શબ્દોમા નકળ શાસ્ત્રના રહસ્યોને તેમા ઠાસી
ઠાસીને ભર્યા છે ગણધર મહારાજાઓએ આ ત્રિપદીના
સિદ્ધાતમાથી દ્વાદશાગીની રચના કરી છે આથી જગતમા
શ્રી જિનેશ્વર પ્રભુની વાણી સક્ષેપમા હોવા છતા તેમા
ગભીર અર્થો ગુથ્યા છે માટે આત્માર્થી જનોએ જિતશત્રુ
રાજાની પેઠે, થોડામા ઘણુ જાણવાની અભિલાષા વાળાઓએ
અવશ્ય શ્રી જિનેશ્વરની વાણીનુ શ્રવણ–મનન કરવુ તેજ
તેમના આત્મકલ્યાણનુ સાધન છે

ત્રિપદીનો સિદ્ધાત એ છે કે ઉત્પાદ, વ્યય અને ધ્રુવે
કરીને વસ્તુ માન સત્ છે આમાથી સસારની અસાર
તા અને આત્માના અમરપણાનુ બહુ સુદર જ્ઞાન થાય
તેની "અદર" ઘણા શાસ્ત્રોનો સાર ગર્ભિત રહેલો છે

જિતશત્રુ રાજાને આ પરમ સકળ શાસ્ત્રસંપન્ન સિદ્ધાંતથી થોડા શબ્દોમાં આત્મજ્ઞાન પ્રણમ્યું

( ૬ )

અનવદ્ય-સામાયિક ઉપર

## ધર્મરુચિમુનિની કથા

ચંપા નામની નગરીમાં ધર્મરુચિ મુનિના, તેમની ધર્મ પ્રત્યે અડગ્ શ્રદ્ધાને લીધે ગુણ ગાન ગવાઇ રહ્યા હતા તેઓ મહિનાભરના ઉપવાસને અંતે મધ્યાન્હ સમયે લોકો ખાઈપી પરવાર્યા હશે, એમ ધારી શહેરમાં ગોચરીએ નીક્ળ્યા હતા એ જ ગામમાં વેદ-ધર્માનુયાયી ત્રણ બ્રાહ્મણ ભાઈઓ રહેતા હતા તેઓ માતબર હતા તેમ તે ત્રણે ભાઈઓ વચ્ચે સંપ સારો હતો, અને તે દરેક હંમેશ પોતાને ઘેર ન જમતા વારાફરતી એક બીજા ભાઈને ત્યાં જમતા હતા એક વખત મોટાભાઈને ત્યાં બીજા ભાઈઓનો જમવાનો વારો આવ્યો મોટાભાઈની સ્ત્રીનું નામ નાગશ્રી હતું, તેનાથી તે દિવસે ભૂલથી કડવી તુંબડીનું શાક રંધાઈ ગયું, પરંતુ જમી કરીને તેને નાખી દઈશ એવો વિચાર કરી એકબાજુ તેણીએ તેને ઢાંકી મૂકેલ મુનિરાજને જૈન કે જૈનેતરનો ભેદ ન હતો, તેથી સીધા તેઓ નાગશ્રીને ત્યાં ગોચરી ગયા મુનિરાજને આવેલા જોઈ નાગશ્રીએ હર્ષથી આહાર સામગ્રી વહોરાવી પરંતુ ભૂલથી કડવી તુંબડીનું શાક તેમને વહોરાવાઇ ગયું, તેની તેને ખબર ન રહી મુનિરાજે ગોચરીથી પાછા ફરી જે વસ્તુ ગોચરીમાં મળી

હવી તે સર્વ આચાર્ય ધર્મઘોષને બતાવી આચાર્યે શ
જોઇને તરત કહ્યુ –"આ શાક,તો કડવી તુબડીનુ
એટલે એ વિષપ્રાય છે, માટે કોઇ નિર્દોષ સ્થળે જઇને તેન
પરઠવી દો મહિનાના ઉપવાસી મુનિરાજ શાક પરઠવવાને
માટે નગરબહાર ગયા નિર્દોષ જગ્યા શોધી કાઢી ત્યા
પાત્ર મૂકયુ પણ પાત્ર મૂકતા,મૂકતા ત્યા શાકના બે ત્રણ
છાટા જમીન ઉપર પડયા, તેથી ત્યા કીડીઓ ઉભરાઇ
આવી, અને તે ખાતા વેંત તે તમામ કીડીઓ તરફડીને
મરણ પામી આ જોઇને પરઠવાની તેમની હિમત ચાલી
નહિ તેમણે વિચાર કર્યો કે આ બે–ત્રણ છાટા પડતા
જ્યારે આટલી બધી કીડીઓ મરી ગઇ, તો પછી બધુ
શાક પરઠવતા તો કેટલો અનર્થ થાય ? આ વિચારે તેઓ
ખૂબ મુઝાયા વિચાર કરતા કરતા તેમને લાગ્યુ કે
"આ બિચારી કીડીઓ તેઇન્દ્રિય છે, મને વિચાર
કરવાની પણ શક્તિ છે ત્યારે જો હુ આ શાક
અહી પરઠવુ તો તેના સ્વાદથી કેટલા બધા જીવે
મરણ પામે અને તે મરતાં મરતા ય રૌદ્રધ્યાન કે
આર્તધ્યાન કરતા મરણ પામે એટલે તેઓ આથી
પણ વધારે નીચી ગતિમાં જાય વળી મે જ્યારથી
દીક્ષા અગીકાર કરી છે ત્યારથી બધા જીવોની
સાથે મારે સમભાવ છે, માટે આ શાક મારે જ
ખાઇને પ્રાણાત કષ્ટ સહન કરી લેવુ યોગ્ય છે"
આમ વિચારતા તેઓએ શાક ખાઈ લીધુ, અને તેના
ઝેરની અસર તત્કાળ તેમની રગેરગમા પ્રસરી ગઇ, છતા
મુનિરાજે વહોરાવનાર પર ન કર્યો દ્વેષ કે ન કર્યો ક્રોધ

તેઓ તો સમભાવે શુકલધ્યાને ચડતા અશુભ કર્મોનો નાશ કરી ઉચ્ચગતિને વર્યા હવે અહીં નાગશ્રીને ખબર પડી કે પોતાની ભૂલથી કડવી તુંબડીનું શાક મુનિને વહોરાવાઈ ગયું છે, કે તરત રખેને મહારાજ ભૂલથી તે શાક ખાઈ ન જાય, એવી બીકથી ઉતાવળી ઉતા વળી ઉપાશ્રયે આવી અને સર્વ વાત આચાર્યને કહી અહીં આ ઉપાશ્રયમા પણ ધર્મરુચી મુનિને આવતા આટલી બધી વાર કેમ થઈ એમ વિચાર થતા આચાર્ય મહારાજ બે શિષ્યોને તેમની તપાસ માટે મોકલતા હતા, એવામા જ નાગશ્રીના આવવાથી સર્વ વાત સાભળી આચાર્ય મહારાજ વરતજ નાગશ્રી અને પોતાના બે શિષ્યો સાથે ધર્મરુચીમુનિ ગયા હતા ત્યા ગયા આચાર્યને મનમા વહેમ તો હતો કે ધર્મ-રૂચીમુનિ રખેને બીજા જીવ ઉપર સમભાવ હોવાથી તેમજ તે ધર્મના રાગી હોવાથી શાક ખાઈ જાય અને બન્યુ પણ તેવું જ ત્યા જઈને જોયું તો એક બાજુ મુનિનુ કલેવર પડ્યુ હતું, અને પાસે મરેલી થોડીક કીડીઓ પડી હતી મુનિરાજના મુખ ઉપર શાંતિ ઝળકી રહી હતી આ જોઈ આચાર્ય બધું સમજી ગયા અને સર્વ વાત નાગશ્રી તેમજ શિષ્યોને સમજાવી નાગશ્રીને પોતાની નજીવી ભૂલથી આટલો અનર્થ થએલો જાણી ખૂબ પશ્ચાત્તાપ થયો, અને ત્યાંને ત્યા જ **જે ધર્મમા ઉપયોગ મુખ્ય છે એવો જૈન ધર્મ અંગી-કાર** કર્યો અને શ્રાવિકાના બારેવ્રતો ધારણ કર્યાં આચાર્યે પોતાની સાથેના સાધુને ઉપદેશ આપતા કહ્યું કે—" સર્વ પ્રાણીપર સમભાવ રાખનાર આ મુનિવરે પોતાના નિમિત્તે અવદ્ય (પાપ) ન થાય એવું અનવદ્ય આધ્યાત્મિક આરાધ્યું;

તે આપણને તેમની શાત મુદ્રા શિક્ષા આપી રહી છે
આપણે પણ અનવદ્ય સામાયિકનો ખપ કરવો જોઇએ

(૭)

## પરિજ્ઞા સામાયિક ઉપર

# ધનદત્ત નામના શેઠની કથા

ઇલાવર્ધન નામનુ એક નગર હતું ત્યા ધનદત્ત નામનો એક શેઠ રહેતો હતો તેની સ્ત્રીનુ નામ ધનવતી હતું તે શેઠ વૃદ્ધ થવા છતા તેને પુત્રનુ સુખ નહી હોવાથી શેઠ શેઠાણી બ ને ખિન્ન રહેવા લાગ્યા કોઇ નિમિત્તિઆના કહેવાથી તે શેઠ ઇલાદેવીની ઉપાસના કરવા લાગ્યા અને ઘોર તપશ્ચર્યાના પ્રભાવે દેવીની ઉપાસનાથી તેમને એક રૂપવાન પુત્ર પ્રાપ્ત થયો તે ઇલાદેવીના પ્રભાવનુ ફળ હોવાથી તે પુત્રનુ નામ ઇલાચિપુત્ર પાડયું તે ઇલાચીપુત્ર સોળ વરસની ઉમ્મરનો હતો તે વખતે તેના મિત્ર સાથે તે ફરવા નિકળ્યો રસ્તામા નટનુ નાટક થતુ હતું, તેથી નાટક જોવા બન્ને મિત્રો ઊભા રહ્યા નાટક જોતા જોતા નટની પુત્રી જે ઢોલક વગાડતી હતી તેના ઉપર ઇલાચીપુત્રની દૃષ્ટિ પડી, અને તેના રૂપ ઉપર અત્યત મોહિત થયો તેની વૃત્તિ તેની સાથે લગ્ન કરવાની થઈ ઘેર આવી તે બહુ રીસાયો તેના બાપે તેનુ રીસાવાનુ કારણ પુછ્યું, પરતુ તેણે તે ન જણા-વ્યુ તેના મિત્રને બોલાવી તેના બાપે રીસાવાનુ કારણ પુછ્યું તેથી તેના મિત્રે સઘળો વૃત્તાત કહ્યો તેના મા બાપે ને કોઇ સારી કુળવતી રૂપવાન કન્યા પરણાવવા કહ્યુ પરતુ

તેણે તે માન્યુ નહિ, તેથી તેને છેવટે તે નટની કન્યાને
વવાનો વિચાર કરી તે નટને પોતાની પાસે બોલાવ્યો
કહ્યું કે તે અમારી કળામા હોશિયાર થઇ, કોઈ
કળા દેખાડી તેનુ દાન મેળવી અમારી જ્ઞાતિને પોષે
પુત્રીને તેની જોડે પરણાવુ નટની પુત્રીમા ગાઢ
ઇલાચીએ તે આકરી સરત પણ કબૂલ રાખી,
કળામા કુશળ થયો નટ સાથે ગામેગામ
બેનાતટ નગરમા આવી પહોચ્યો, અને ત્યાના
નાટ્ય પ્રયોગો જોવા વિનતી કરી, તેથી
પોતાના સર્વ અધિકારી વર્ગ તેમજ નગરજનોને
બોલાવ્યા અને પોતે તથા પોતાની
પ્રયોગો જોવા ગયા આ પ્રયોગો જોઇ
સર્વે આશ્ચર્ય પામ્યા વાસ ઉપરથી
રાજા સહિત સર્વે નગરજનોને પ્રણામ
કહ્યુ કે—" અમે તમારા ખેલો જોયા
ફરીથી દેખાડો " રાજાને ખેલ
નટની પુત્રીના રૂપ ઉપર મોહ
ઇલાચીપુત્રના રૂપ ઉપર મોહ થયો
ઇચ્છતો કે વાસ ઉપરથી એ પડે
પુરમા લઇ જાઉં ઇલાચીએ
કર્યો અને પ્રેક્ષકોના મનરજન
ન જ થયો આથી બીજી
જોયાનુ કહ્યુ એટલે ઇલાચી
આરોહણ કર્યું, અને ખેલનો
વાસ ો દૃષ્ટિ શેરીમાં

અત્યંત રૂપવતી શેઠાણી મુનિરાજને મોદક વહોરાવતી હતી તેના ઉપર પડી ઈલાચી આ રૂપની સાથે નટપુત્રીના રૂપની તુલના કરવા લાગ્યો, તો જણાયું કે આ તો ૭ સણીની પાસે કાગડી જેવી છે, તેના ઉપર મને શા માટે મોહ થયો ? પરંતુ મુનિરાજ આ રૂપના અંગાર જેવી મોદક વહોરાવતી સ્ત્રી ઉપર નજર પણ ન નાખતા નીચે મુખે મોદક વહોરતા હતા, એટલે ઈલાચ ને વિચારણા ઉદ્ભવી કે આ મુનિરાજના હૃદયમાં એવું તે કયું સૌંદર્ય હશે કે તે સ્ત્રીના ઉપર તેમની નજર પણ પડતી નથી આમ વિચારણા કરતા અંતર્મુખ વૃત્તિ ઉત્પન્ન થઇ, મોહનો અંધારો પડદો દૂર થયો, અને આત્માનું ભાન થયું કે ત્રણુ લોકમાં સુંદરમાં સુંદર વસ્તુ હોય તો તે આત્મા છે ખરું સૌંદર્ય તો આત્માનું જ આમ આત્મામાં સ્થિર થતા તેને વાસની ઉપર કેવળજ્ઞાન પ્રગટયું આ કેવળજ્ઞાન જ્યોતિથી તેને જણાયું કે રાજાને પણ નટપુત્રીના પૌદ્ગલિક રૂપ ઉપર મોહ થયો છે આ હકીકત જ્યારે રાજા ને રાણીના જાણવામાં આવી ત્યારે તેમને પણ મોહ ઉપર તિરસ્કાર છુટયો અને આતરદષ્ટિ કરતા તેઓ ઉભયને પણ કેવળજ્ઞાન થયું

## (૮)
## પ્રત્યાખ્યાન સામાયિક ઉપર
# અમાત્ય તેયલિની કથા

તેયલિપુર નગરમા કનકરથ નામે રાજા હતો, તેને પદ્મા નામે રાણી હતી, તથા સામ, દામ ભેદ અને દંડ જાણ

આ પ્રકારની રાજનીતિમા કુશળ એવો તેયલિપુત્ર નામે
અમાત્ય હતો તે નગરમા ભૂષિકારદારક નામે સોની
રહેતો હતો તેને ભદ્રા નામની સ્ત્રી અને રૂપ તથા અતિ
લાવણ્યવાળી પોટિલા નામે પુત્રી હતી એકવાર તે પોટિલા
પોતાના આવાસની અગાસી ઉપર પોતાની સખીઓ સાથે
સોનાના દડાથી રમતી હતી તે વખતે અશ્વારુઢ થએલા
તેયલિપુત્રે તેને દૂરથી જોઇ અને તેના રૂપ ઉપર મોહિત
થવાથી તેના સબધી હકીકત પોતાના માણસને પૂછી અને
ઘેર ગયા બાદ તે સોનીને ઘેર તેની કન્યાનુ માગુ કરવા
પોતાના માણસને મોકલ્યો અને કહાવ્યુ કે જે શુલ્ક
જોઈએ તે લેઇને પણ તારી કન્યા મને પરણાવ તે સોની-
એ તે કહેણુ સ્વીકાર્યું અને પોતે જાતે મત્રીને ઘેર તે
વાત કહેવા ગયો અને તેણે પોતાની પુત્રીનુ તેની સાથે
લગ્ન કર્યું રાજા કનકરથ અતપુરમા અત્યત આસક્ત
હતો અને તેથી પોતાના દરેક પુત્રના અગ પ્રત્યગો છેદી
નાખતો રાણીએ વિચાર કર્યો કે આ દુષ્ટ રાજા મારા
એકે સતાનને ગાદીનો વારસ નહી થવા દે તેથી તે રાણી-
એ અમાત્ય સાથે મળીને પોતાને હવે થનારા પુત્રને બચાવી
લેવાની ગોઠવણ કરી યોગ્ય વખતે રાણીને પુત્ર થયો અગા
ઉથી ગોઠવ્યા મુજબ તે પુત્રને પોતાની ધાત્રીદ્વારા અમા
ત્યને ત્યા છુપી રીતે મોકલી આપ્યો. તે વખતે પોટી-
લાએ એક મરેલી છોકરીને જન્મ આપ્યો હતો. તે છોક-
રીને છોકરાને સ્થાને રાણી પાસે મૂકવામા આવી હતી
રાણીને પ્રસવ થયો છે એવુ જાણતા જ રાજા તેની
આવ્યો [illegible] છોકરીને જોઈને, રાજા ત્યાથી

ગયો હવે પેલો રાજપુત્ર અમાત્યને ત્યાં મોટો થવા લાગ્યો તેનુ નામ મોટી ધામધુમ સાથે કનકધ્વજ રાખવામા આવ્યુ વખત જતાં અમાત્યને પોટીલા ઉપર અભાવ થયો, તેથી તે ઘણી ખિન્ન થઈ પણ અમાત્યે તેના ખેદનુ નિવારણ કરતા કહ્યુ કે "હે! દેવાનુ પ્રિયે! તારે ખેદ કરવાનુ કારણ નથી તુ મારા રસોડામા આવતા તમામ શ્રમણો, બ્રાહ્મણો અને ઇતર માગણોને દાન દીધા કર"

ત્યારથી પોટિલા તે પ્રમાણે કરતી સુખે દિવસો નિર્ગમન કરતી હતી એવામા વખત જતા સુવ્રતા નામની બ્રહ્મચારિણી આર્યા જે બહુશ્રુત હતી, તે ગામે ગામ ફરતી ફરતી ત્યા આવી તે આર્યાનો એક સઘાડો ભિક્ષા સમયે તે અમાત્યના ઘરમા આવ્યો પોટિલાએ તેને ઘણા આદરથી ભિક્ષા આપી અને વિનતિ કરી કે "હે આર્યાઓ! હુ પહેલા અમાત્યને ઇષ્ટ હતી પણ હવે હુ તેને ગમતી નથી 'માટે' એવુ કઇ ચૂર્ણ, મત્ર, કામણ કે વશીકરણ આપો કે જેનાથી હું ફરી વાર તેને ઇષ્ટ થાઉં આ વાત સાભળીને પોતાના બન્ને કાન દાબીને તે આર્યાઓ બોલી "હે! દેવાનુ પ્રિયે! અમે તો શ્રમણ નિગ્રથીઓ તથા બ્રહ્મચારિણીઓ છીએ તારૂ આવુ કથન તો 'અમારાથી સાભળી પણ ન શકાય પણ જો તારી ઇચ્છા હોય તો અમે તને કેવલીએ જણાવેલા ધર્મનો ઉપદેશ કરીએ, કે જેનાથી તને આ સસારના સુખ કરતા અનન્તગણું સુખ પ્રાપ્ત થાય પોટિલાએ તેમ કરવાની ઇચ્છા જણાવતા તે શ્રમણીઓએ તેને શ્રમણોપાસિકાનો ધર્મ કહી સમજાવ્યો પોટિલાએ તેને સમજીને તેનો સ્વીકાર કર્યો હવે શ્રાવિકા-

ધર્મને પાળતી પોટિલા કોઇ સંત કે સતી પોતાને ત્યાં આવી ચડે તો ખુબ આદરથી યોગ્ય ભિક્ષા આપતી સુખેથી રહે છે એકવાર પોટિલાને વિચાર આવ્યો કે હું મારા ચિત્તની શુદ્ધિ માટે હમેશા તે સુવ્રતા આર્યા પાસે રહુ તો ઠીક તે માટે તે અમાત્ય તેયલિપુત્રની અનુમતિ લેવા ગઈ અમાત્યે કહ્યુ કે તુ આર્યાઓની અંતેવાસિની થયા બાદ જ્યારે કાળ કરીશ ત્યારે જરૂર કોઇ સદ્‌ગતિમા જઇશ, ત્યાથી તુ આવીને મને બોધ આપવાની કબૂલાત આપે તો હુ તને આર્યાઓની અતેવાસિની થવાની રજા આપુ પોટિલાએ તેની તે વાત સ્વીકારી ત્યાર બાદ અમાત્ય અને પોટિલા બન્ને સુવ્રતા આર્યા પાસે ગયા પોટિલાને આગળ કરીને અમાત્યે તે આર્યાને કહ્યું કે 'હે! દેવાનુપ્રિયે! આ પોટિલા મારી સ્ત્રી છે, તે પોતાની ચિત્ત શુદ્ધિ માટે તમારી સહવાસિની થવા ઈચ્છે છે તો હુ તમને આશિષ્યાની ભિક્ષા આપુ છુ તમો તેનો સ્વીકાર કરો' આર્યાએ તેને સ્વીકારી તથા પ્રવ્રજિત કરીને પોતાના સઘમા રાખી તે પોટિલા અગિયાર અંગોને ભણી તથા ઉગ્ર તપ તથા સયમ આચરતી આચરતી વિશિષ્ટ ચિત્તશુધ્ધિ સાથે રહેવા લાગી

વખત જતા મૃત્યુ સમય નજીક આવ્યો જાણીને તે તપ તથા સયમમા વધારે ઉદ્યમી થઇ છેવટે કાળ કરીને તે દેવ યોનિમા ઉત્પન્ન થઇ

રાજા કનકરથ અવસાન પામ્યો પ્રજાએ તેની પાછળ લૌકિક કાર્ય કરીને તેને સ્થાને હવે ગાદી કોને આપવી તે વિષેનો વિચાર અમાત્ય પાસે મુકયો અમાત્યે પોતાને ત્યા રહેલા

રાજપુત્ર કનકધ્વજનો નિર્દેશ કર્યો અને પોતાને ત્યા કેમ
રાખેલો તે બધુ વિગતવાર કહી સમજાવ્યુ કનકધ્વજનો
રાજ્યાભિષેક થયો કનકધ્વજની માતા પદ્માવતીએ તેને કહ્યું
કે હવે તારે આ અમાત્યને પિતા તરીકે સમજવાના છે
તેમના પ્રતાપથી જ તુ આ સિહાસન પર આવી શક્યો
છે હવે કનકધ્વજ અમાત્ય તેયલિપુત્ર ઉપર બહુ પ્રીતિ
રાખતો પોતાનો રાજ્યકારભાર ચલાવે છે પોટિલાને દેવ
યોનીમા ગયા બાદ પોતે અમાત્ય સાથે કરેલી વાત યાદ
આવી તેને અનેક પ્રકારે અમાત્યને ધર્મબોધ કરવાનો પ્ર
યત્ન કર્યો, પણ તેની સુખશીલતાને કારણે તેને સમજાવ
વામા તે પોટિલ્લદેવ સફળ થયો નહિ છેવટ તેણે મ ત્રીને
જ્ઞાન આપવા તેની અને રાજાની વચ્ચે વિરોધ ઉત્પન્ન
કર્યો તેથી કરીને હમેશની માફક જ્યારે મ ત્રી રાજા પાસે
આવ્યો ત્યારે રાજાએ તેનો જરાય આદર કર્યો નહિ જે
રાજા પોતાને ઘણા સન્માન અને આદરથી બોલાવતો તેને
આજે આમ બદલાયલો જોઈને અમાત્ય ઘણો ખેદ પામ્યો
તથા રાજા પોતાને અકાળ મોતે મરાવી નાખશે, તે શકાથી
અત્યત ભયભીત થયો તે જલ્દીથી પોતાને ઘેર પાછો આ
વ્યો, પરતુ ત્યા પણ તેના માતાપિતાએ કે સેવકોએ તેનો
આદર કર્યો નહિ. હવે તો તેણે મરવાનો વિચાર કરીને
કાલકૂટ વિષ ખાધુ પણ તેને તેની કશી અસર ન થઈ
પોતાની તરવારને ડોક ઉપર ચલાવી તે પણ નિષ્ફળ ગઈ
ગળે ફાસો ખાવા ગયો ત્યારે ફાસો જ તુટી ગયો મોટી
શિલાને ડોક સાથે બાધી ઊંડા પાણીમા પડ્યો પણ મર્યો
નહિ. છેવટે તે ઘાસની ગજીમા આગ નાખી, તેમા પેઠે

પણ અગ્નિ બુઝાઈ ગયો પછી તે લમણે હાથ દેઈને ઉત રેલે મોએ પોતાની આ દુર્દશાનો વિચાર કરવા લાગ્યો તે વખતે પેલો પોટ્ટિલ દેવ પોટ્ટિલાના રૂપે તેની સામે હાજર થયો ને બોલ્યો -હે! તેયલિ ! આગળ મોટો ખાડો છે, પાછળ બાડો હાથી ચાલ્યો આવે છે બન્ને બાજુએ ઘોર અધારુ છે, વચ્ચે બાણો વરસે છે, ગામ સળગ્યુ છે અને રણ ધગધગે છે તો હે તેયલિ ! હવે કયા જવુ ?

તેયલિ બોલ્યો —જેમ ભૂખ્યાનુ શરણ અન્ન છે, તર સ્યાનુ શરણ પાણી છે, રોગીનુ શરણ ઔષધ છે, તેમ થાકે-લાનુ શરણ પ્રવજ્યા છે પ્રવર્જિત થએલા શાત, દાંત અને જિતેદ્રિયને કશો ભય હોતો નથી

દેવે કહ્યુ–હે તેયલિ! જ્યારે તુ આ સમજે છે, ત્યારે શા માટે ભય કરે છે? આ સાભળીને તેયલિને પોતાના પૂર્વજન્મનુ સ્મરણ થયુ અને પોતાના પૂર્વભવનુ તેને ભાન થતા તે સંયમ આદરવાનો નિશ્ચય કરી પ્રમદવન નામના ઉદ્યાનમા જઈને ઉગ્ર સયમી થઈને રહેવા લાગ્યો આ રીતે સયમ, તપ અને ત્યાગપૂર્વક રહેતા રહેતા તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત જેવુ જીવન ગાળવા લાગ્યો હવે રાજા કનકધ્વજને ખબર પડી કે તેયલિપુત્ર તો એક યોગીની પેઠે રહે છે પોતે વિના અપરાધે તેનો અનાદર કરેલો હોવાથી તે તેની પાસે જઈને વારવાર ક્ષમા માગવા લાગ્યો મ ત્રી હવે સમભાવી થએલો હતો એટલે તેણે તે રાજાને સમભાવ પ્રધાનધર્મનો ઉપદેશ કર્યો રાજાએ પણ શ્રમ ણોપાસકની મર્યાદામા આવે એટલો ધર્મ સ્વીકાર્યો પછી તેયલિપુત્રયોગી સયમનો ઉપદેશ દેવાને ગામે ગામ ફરતો ફરતો અતે સિદ્ધ, બુદ્ધ અને મુકત થયો

## સામાયિકના ૩૨ દોષ નિવારક

# વિચાર શ્રેણી

આપણે વિચાર કરશુ તો આપણને માલમ પડશે કે જ્યારે કોઇપણ રોગનુ બરાબર નિદાન કરવામા આવે છે, ત્યારે તે રોગ ઔષધોપચારથી જડમૂળથી નાબુદ કરી શકાય છે તેમ કોઇપણ દોષના બરાબર ઉપાયો કરવામા આવે, ત્યારે જ તે દોષ બરાબર નિર્મૂલ થાય છે આવા શુભઆશયથી જ સામાયિકમા ઉપસ્થિત થતા દોષોનુ નિવારણ કરવા આ વિચારશ્રેણી યોજવામા આવી છે

કેટલીક ભાવનાઓ એવી વિશાળ હોય છે કે, તેમા એક કે અધિક દોષોનો સમાવેશ કરવો હોય તો થઈ શકે છે દાખલા તરીકે ભાષાસમિતિ, મનોગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ, આસનસિદ્ધિ, નિત્યાનિત્ય ભાવના વગેરે. પરતુ આથી કરીને દોષને સમૂળ નાશ કરવાની સામાન્ય જનતાની ગરજ પાર પડી શકતી નથી

સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરતા માલૂમ પડશે કે પ્રત્યેક દોષમા કઇ ને કઇ જુદી અર્થ-વિચારશ્રેણી રહેલી છે, અને તેથી તેને અનુરૂપ જો વિચારશ્રેણી યોજવામા આવે તો આપણો ઇચ્છિત હેતુ સાગોપાગ પાર પાડી શકાય આવ ઉદ્દાત આશયથી દરેક દોષની જુદી જુદી વિચારણા કરવાર આવી છે, જેથી સામાયિકનો પ્રત્યેક દોષ ટાળવા અનુકુળતા થાય

આ સ્થળે બતાવેલી વિચારશ્રેણીની માત્ર રૂપરેખા જ દોરવામા આવી છે, પરતુ તેના ઉપરથી વિશેષ વિચાર કરનારને તે પુરો અવકાશ આપે તેમ છે, માટે મુમુક્ષુઓ તેના ઉપર જેમ અધિક વિચાર કરશે, તેમ તેમા અધિક અજવાળુ પડશે એ નિ શક વાત છે આટલુ પ્રાસ્તાવિક વિવેચન કરી દોષ નિવારક વિચારશ્રેણી પ્રતિ હુ વાચક બધુનુ લક્ષ ખેચુ છુ સામાયિકમા મનના દશ-વચનના દશ અને કાયાના બાર એકદર મળી જે બત્રીશ દોષો થાય છે તે ટાળવાને માટે અનુક્રમે દોષ નિવારક શ્રેણી નીચે, મુજબ છે

## મનના દશ દોષ

૧ સમભાવના જીવનમા જ્યારે સમ ભાવના જાગે છે, ત્યારે જ રાગ દ્વેષની પરિણતી ટળે છે રાગી યા દ્વેષી હિતસ્વી યા વૈરી, શત્રુ યા મિત્ર, આ બધા ઉપર જ્યારે સમભાવની ભાવના પ્રગટે છે ત્યારે સમાનભાવ થાય છે સામાયિકનો હેતુ પણ સમભાવ પ્રાપ્ત કરવા માટે છે શત્રુને જોઇ તેના પર દ્વેષ કરવાની ભાવના સમભાવનાના અભાવે થાય છે, માટે તે દોષ દૂર કરવા સમ ભાવની ભાવના ભાવવી

૨ સદ્દબુદ્ધિ ભાવના –સદ્દબુદ્ધિ જ સારુ નરસુ પારખી શકે છે, તેમજ સાર અસાર સમજી શકે છે તેથી વિવેકની મર્યાદા જળવાય છે દુર્બુદ્ધિને તેનુ ભાન હોતું નથી, માટે વિવેકવાંચ્છક જીવે સદબુદ્ધિની ભાવના ભાવવી

અવિવેક એ દુર્બુદ્ધિનુ લક્ષણ છે, એથી સામાયિકની અદર વિવેક વૃત્તિ જાળવવી

૩ **આત્મભાવના**–જેઓ આત્માર્થી છે તેમને જ તત્ત્વનો વિચાર આવે છે પરાશ્રી એટલે પુદ્ગલાશ્રીને આત્માનો વિચાર આવતો નથી સામાયિકનો ઉદ્દેશ પણ આત્મભાવના જાગૃત કરવાનો છે, જેથી તત્ત્વના અભિલાષીએ આત્મભાવના ખીલવવી

૪ **ચિદાનદી**–હે? જીવ! તું ચિદાનંદી છે આનંદથી ભરપુર છે, તો પછી મનમા ઉદ્વેગ શા માટે ધરે છે? જેટલુ દૃશ્ય છે તેટલુ નાશવત છે તે તારુ પોતાનુ નથી તારુ પોતાનુ તે તારો આત્મા છે જે આનદઘન (આનદનો સમૂહ)છે ઉદ્વેગ અગ્નિથી તારી આત્મસપત્તિ અદ્રશ્ય થશે માટે સામાયિકમા સ્વ સ્વભાવમા રહેવાનુ મુકી વિભાવ દશામા તું રાચીશ નહિ આથી સમજવાનુ કે મનમા ઉદ્વેગ ધારણ કરવાની વૃત્તિ થાય ત્યારે ચિદાનદ ભાવના ભાવવી

૫ **નિષ્કામભાવના**–નિષ્કામભાવનાવાળા યશના લોલુપી હોતા નથી માન યા યશની વાચ્છા એ સકામીને હોય છે, કારણ કે તે સાસારિક વાસનાના હેતુભૂત છે નિષ્કામીને તેવી ભાવના હોતી નથી અને સામાયિકનો હેતુ પણ નિષ્કામભાવના જાગૃત કરવાનો છે. માટે જેમને યશની વાચ્છા થાય તેમને નિષ્કામ ભાવના ભાવવી જેથી તે દોષ ટળી જશે

૬ **ગુરુ પ્રતિ બહુમાન**–જ્ઞાન એ ગુરુ આધીન છે,

અને વિનય આધીન જ્ઞાન છે કારણ વિનય વિના વિદ્યા પ્રાપ્ત થતી નથી સામાયિક કરતી વખતે સ્થાપનાચાર્યજી એ ગુરૂની જગ્યાએ છે તેમનો કદિ પણ અવિનય ન થાય તે માટે ધ્યાન રાખવુ જોઈએ અવિનય એ અજ્ઞાનનુ કારણ છે માટે વિનયવૃત્તિ જાળવવા હંમેશા ગુરૂ તરફ બહુમાન રાખવું

૭ અડગ નિશ્ચયી –આત્મા અનત જ્ઞાનમય છે તેનો કોઇ પરાજય કરી શકતું નથી आत्मा न भेद्यते न छेद्यते આત્મા કોઈથી ભેદાતો નથી તેમજ છેદાતો નથી ગમે તેવો ભય દષ્ટિ સન્મુખ હોય તો પણ તે પર્વતની માફક અડગ અને નિશ્ચલ રહે છે તેને કોઇ પણ વસ્તુ ચલિત કરી શકતી નથી ભય પુદ્ગલને હોય છે, આત્માને હોતો નથી તે તો હંમેશા અભય છે, વળી દેહ વિનાશી અને આત્મા અવિનાશી છે, હુ આત્માર્થી છુ, અડગ નિશ્ચયી છુ તેવી ભાવના ભય ચિંતવનારાઓએ ભાવવી

૮ નિર્લોભી ભાવના –લોભાદિ વૃત્તિનો દોષ સામાયિકમાં ટાળવાનો છે, કારણકે તે સંસારિક વાસનાનુ બીજ છે તેનાથી ભવની પરંપરા વધે છે લોભવૃત્તિને નિર્મૂલ કરવા વ્યાપાર ચિંતવવાનો દોષ ટાળવો જોઇએ વ્યાપાર વૃત્તિ એ લોભવૃત્તિનુ મૂળ છે જેમને વ્યાપાર ચિંતવવાની ટેવ પડી હોય તેમને તે દોષ ટાળવા માટે નિર્લોભી ભાવનાનુ સેવન કરવુ

૯ દર્શનપ્રેમ –હંમેશા દર્શન એજ શ્રદ્ધાનું મૂળ છે અને શ્રદ્ધા કળના અંદેહને મટાડનાર છે શ્રદ્ધાથી જ જિનેશ્વર

પ્રભુના વચનમા પ્રીતિ થાય છે તેથી શ્રદ્ધાવાનને તીર્થંકરે કહેલા વચનમા શકા થતી નથી માટે ફળનો સદેહ કરવાની વૃત્તિવાળાએ જિનદર્શન પ્રત્યે પ્રેમ કરવો દર્શન પ્રેમથી ફળનો સદેહ નિર્મૂલ થશે અને તે દોષ ટળી જશે

૧૦ નિષ્કામ ભક્તિ –જેઓની ભક્તિ તદન નિષ્કામ છે, તેઓને કદિ પણ ફળની ઈચ્છા થતી નથી સકામ ભાવ નાથી પુણ્યપ્રકૃતિ બધાય છે જ્ઞાની મહારાજાઓએ પાપને લોખડની બેડી સમાન ગણ્યું છે, તેમ પુણ્યને સોનાની બેડી સમાન માનેલુ છે પુણ્યના ફળ ભોગવવા માટે પણ ભવ કરવા પડે છે આ પ્રમાણે સકામવૃત્તિથી ભવની પરંપરા વધે છે સામાયિકનો ઉદ્દેશ તો ભવનો વિચ્છેદ કરવાનો છે માટે સામાયિકની અદર નિદાન-નિયાણું કરવુ નહિ એટલે ફળ પ્રાપ્તિની ઇચ્છા રાખી ધર્મક્રિયા કરવી નહિ તે તદન નિષ્કામ વૃત્તિથી કરવી, જેથી આત્માનુ સાર્થક થાય નિયાણુ બાધવાની ઈચ્છા ટાળીને હમેશા નિષ્કામવૃત્તિથી જ ક્રિયા કરવી ફળની ઈચ્છા કદાપિ રાખવી નહિ ફળની ઈચ્છા રાખવાથી તેની મર્યાદા બધાઈ જતી હોવાથી ઈચ્છા ન રાખવી તે વધારે ફલદાયી છે નિયાણુ બાધવાની વૃત્તિ વાળાએ નિષ્કામવૃત્તિ ખીલવવી જેથી તે દોષ ટળી જશે

—૦—

## વચનના દશ દોષ

૧ વચનશુધ્ધિ –ખરાબ વચન બોલવા એ વચનના દોષમાંનો પહેલો દોષ છે હમેશા શુદ્ધતાથી જ અશુદ્ધતા

જીતાય છે, માટે કુવચન બોલનારે સુવચન બોલવાની યા વચન શુધ્ધિની ભાવના વિચારવી જરૂરી છે ખરાબ વચન બોલવાથી સાવદ્ય વ્યાપાર થાય છે કોઈ પણ જાતનો સાવદ્ય વ્યાપાર નહિ કરવા કરેમિ ભંતે સૂત્ર ઉચ્ચારી સામાયિકમા ગુરૂ સન્મુખ પ્રતિજ્ઞા કરી છે, માટે ખરાબ વચન બોલનારે સામાયિકમા હમેશા વચનશુદ્ધિ કરવાની ટેવ રાખવી

૨ **આત્મવત્ સર્વભૂતેષુ**—સર્વ આત્માઓ પોતાના આત્મા સમાન છે, કોઈને હલકો ગણી તુચ્છકારી કાઢવાની, કોઈને હુકારા તુકારા કરી હલકો પાડવાની ટેવ સ્વાભાવિક રીતે પણ ત્યજવા જેવી છે તો પછી સામાયિક વ્રતમા અવશ્ય તજવી જોઈએ. કોઈનુ દિલ દુખાવવાથી હિંસાનો દોષ પણ લાગે છે અને હિંસાનો તદન ત્યાગ કરવાનો ઉદ્દેશ સામાયિકનો છે માટે હુકારા તુકારા કરવાની ટેવ વાળાએ આત્મવત્ સર્વભૂતેષુ એ ભાવના ભાવવી જેથી તે દોષ ટળી જશે

૩ **સૂત્રાનુસાર ઉપદેશભાવના**—ઉત્સૂત્ર ભાષી હમેશા નરકગામી બને છે અને પાપકાર્યોનો ઉપદેશ આપવો તે ઉત્સૂત્ર પ્રરૂપણા કરવા જેવુ છે માટે તેવા પાપ કર્મોનો ઉપદેશ આપનારે સૂત્રાનુસાર વાણી બોલવાની ટેવ રાખવી જેથી તે દોષ ટળી જશે

૪ **ઉપયોગા ધમ્મા**—ઉપયોગ એજ ધર્મ છે લવારો કરવો જેમ તેમ બોલવું, એ ઉપયોગ હીનતા છે, અને અધર્મ પણ છે ધર્મ ઉપયોગથી બોલવામાજ છે સામાયિક

વ્રતમા ઉપયોગ રાખવાથી જ, સામાયિકનુ ફળ મળે છે માટે લવારો કરવાની ટેવવાળાએ ઉપયોગા ધમ્મા એ પવિત્ર સૂત્રની ભાવના ભાવવી

૫ શાતવૃત્તિ ભાવના –કલેશ, કકાસ અશાત વૃત્તિથી થાય છે અશાતવૃત્તિ એ કલહનુ બીજ છે વળી ગરમ થવું અને સમતા ભાવથી વિરમવું, એ સામાયિકનો સમતાભાવનો ઉદ્દેશ નિર્મૂલ કરવા સમાન છે, માટે સામાયિકમા કદિ પણ કલહ કરવો નહિ તે દોષ ઉપસ્થિત થતા, શાતવૃત્તિ ભાવના ભાવવી જેથી તે દોષ ટળી જશે,

૬ નિવૃત્તિ ભાવના સામાયિક હમેશા નિવૃત્તિસાધક છે ક્ષેમકુશળ પૂછી આગત્ સ્વાગત્ કરવું એ સાસારિક પ્રવૃત્તિ છે, વળી જ્યા સુધી શ્રાવક સામાયિક વ્રતમા હોય છે ત્યા સુધી તે સાધુ સમાન ગણાય છે તેથી તેને દરેક સાસારિક પ્રવૃત્તિનો ત્યાગ છે સામાયિક વ્રતમા તો કેવળ મોક્ષપ્રાપ્તિની જ અભિલાષા રાખવી જોઈએ ક્ષેમકુશળ પૂછી સામાયિકમા આગત્ સ્વાગત્ કરવું ઘટે નહિ તે સાસારિક બધન છે માટે ત્યાગ કરવો નિવૃત્તિ ભાવનાનુ સેવન કરવાથી આ દોષ ટળી જશે

૭ ભાષાસમિતિ –સામાયિકમા જે કઇ બોલવાનુ હોય છે તે સમ્યગ્ પ્રકારે બોલવાનુ હોય છે ગાળ દેવાના દોષથી સમ્યક્ત્વના બ ધે મિથ્યાત્વ પોષાય છે માટે ગાળ દેવાની ટેવવાળાએ તે દોષ ટાળવા અર્થે ભાષાસમિ[illegible] વિચારવી

૮ નિર્મોહી ભાવના –સામાયિકમા હમેશા મોકળા[illegible]

નાનો ત્યાગ કરવાનો હોય છે. બાળકો રમાડવા એ મોહ-વાસનાના બીજ રૂપે છે, જેથી તેનો સામાયિકમા ત્યાગ કરવો જોઈએ. અને તે ત્યાગ અર્થે નિર્મોહી ભાવના વિચારવી જોઈએ.

૯ ગુણાનુરાગી વૃત્તિ ભાવના -સામાયિક વ્રત એ ગુણાનુરાગી થવા માટે છે કોઈના અવગુણ જોવા, નિંદા કરવી, વિકથા કરવી, એ દોષદૃષ્ટિ સૂચક છે કોઈની નિંદા કરી તેને ઓઠુ લગાડવું એ આત્મહિંસા કરવા બરાબર છે સામાયિકવ્રતમા સ્વ અને પર દયા કરવાની છે, અને હિંસા સર્વથા ત્યજવાની છે જેથી કોઈની નિંદા, વિકથા, સામાયિકમા કરવી નહિ આ દોષ ગુણાનુરાગી વૃત્તિની ભાવના ભાવવાથી ટળી જશે.

૧૦ સમાન ભાવના -સામાયિકમા દરેક જીવો ઉપર સમભાવ-સમાન ભાવ રાખવાનો છે નાના-મોટા, ઉંચા નીચા, મારા તારાનો ભેદ સામાયિકમા ચિંતવવાનો નથી તેથી સમભાવનાની હાનિ થાય છે કોઈની હાંસી કરવી નહિ તે કરવાનો દોષ ઉપસ્થિત થતા સમાન ભાવના ભાવવી, જેથી તે દોષ ટળી જશે

—o—

## કાયાના બાર દોષ

૧ આસનસિદ્ધિ -સામાયિક કરનારે આસનશુદ્ધિ કરવાની ટેવ પાડવી જોઈએ શરીરની અસ્થિરતાથી આસન ચપળ-અસ્થિર થાય છે જેઓએ શાંતચિત્તે હાલ્યા ચાલ્યા

વિના ટટાર બેસવાની ટેવ પાડી હોય છે, તેઓ સ્થિર બેસી શકે છે, અને તેથી બેસવાના આસનની પણ ચપળતા થતી નથી માટે આસનની અસ્થિરતા નિવારવાને માટે પ્રથમ આસનસિદ્ધિ કરતા શિખવુ શરીરની સ્થિરતાથી મન પણ સ્થિર રહે છે

૨ **ધ્યાનનિમગ્નતા** સામાયિકમા કેવળ ધર્મ ધ્યાન મા જ સ્થિર રહેવાનુ હોય છે અને જ્યારે ધ્યાનમા લીનતા થાય છે, ત્યારે ચોતરફ જોયા કરવાનો દોષ ટળે છે ચોતરફ જોયા કરવાનો દોષ ધ્યાનથી ચલિત થયાની દશા સૂચવે છે માટે તેવી ટેવવાળાએ ધર્મધ્યાનમા નિમગ્ન રહેવાની ટેવ રાખવી, જેથી તે દોષ ટળી જશે

૩ **ભવભીરૂભાવના** સામાયિક કરનારે સાવદ્ય એટલે પાપવાળા વ્યાપારોથી વિરમવાનુ છે સાવદ્ય વ્યાપારથી ભવની પરપરા વધે છે, અને તેથી બહુલ સસારી જીવ થાય છે સામાયિકમા ભવભીરુ (ભવની બીક) ભાવના ભાવવી, જેથી સાવદ્ય કર્મ કરતા અટકી જવાશે

૪ **અપ્રમત્ત ભાવના** અપ્રમત્ત ભાવનાથી પ્રમાદીપણુ દૂર થાય છે પ્રમાદથી જ આળસ મરડવાનુ મન થાય છે પરતુ જ્યારે પ્રમાદદશા દૂર થાય છે ત્યારે આળસુ-એદી પણુ મટે છે માટે આળસ મરડવાની કુટેવવાળાએ અપ્રમત્ત ભાવનાનુ ચિતવન કરવુ, જેથી આત્મસયમ સધાશે, અને આળસ મરડવાનો દોષ નાબુદ થશે

૫ **ગુરૂપ્રતિ સન્માનભાવના**—જેઓને ગુરૂ પ્રત્યે સદ્‌ભાવ છે, તેઓ ગુરુ સન્મુખ બેની કદિ પણ ગુરુનો

અવિનય કરતા નથી, પણ તેમનુ બહુમાન કરે છે સામા-
યિક ગુરુ સન્મુખ કરવાનુ છે ગુરુના અભાવે તેમની સ્થાપના
કરાય છે, જે આપણે સ્થાપનાચાર્યના નામથી જાણીએ
છીએ અવિનયપણે બેસવાથી ગુરુ પ્રત્યે સન્માન જળવાતુ
નથી માટે વિનયથી બેસવાની આવશ્યક્તા સમજનારે ગુરુ
તરફ બહુમાનની ભાવના ચિતવવી જેથી અવિનયે બેસ
વાનો દોષ ટળી જશે

૬ શિવસુખ.–સામાયિકનો હેતુ મોક્ષસુખ સપાદન
કરવાનો છે, નહિ કે શારીરિક સુખ શારીરિક સુખ તો
ક્ષણિક છે ઐહિક 'સુખ હમેશા દુખદાયક છે શરીરની
શાતાના કારણથી ભીત વગેરેની ઓથ લઇ બેસાય છે
પણ સામાયિકમા શારીરિક સુખ–પૌદ્ગલિક સુખ નિવારણ
કરી આત્મ સુખ પ્રાપ્ત કરવાનુ છે માટે મોક્ષસુખ ઇચ્છ
નારે ભીત વગેરેને ઓથ દઇ બેસવુ નહિ તેને ઐહિક
સુખ ગણી ત્યાગ કરવો, અને શિવસુખ ભાવના ચિતવવી

૭ અશુચિ ભાવના –શરીર ઉપરથી મેલ ઉતારનારે
અશુચિ ભાવના ભાવવી જોઇએ આ શરીર એ ગદકીનો
ગાડવો છે તેના છિદ્રવાટે નિરતર પસીના રૂપી ઝેર વહ્યા
જ કરે છે, જેથી તે સદા અશુદ્ધ છે તો પછી શરીરનો
મેલ ઉતારી શુદ્ધ શરીર કરવાની ભાવના રાખવી એ રેતી
પીલી તેલ કાઢવા જેવુ છે વળી તેમા જીવહિસાનો પણ
દોષ લાગે છે માટે સામાયિકમા શરીરપરનો મેલ ઉતાર-
વાની ટેવવાળાએ અશુચિ ભાવના ભાવવી

૮ કાયગુપ્તિ–કાય ગુપ્તિ એટલે કાયાને સાવદ્ય વ્યા-

પારથી વિમુક્ત રાખવી ખણજ ખણવી એ કાયિક પાપ વ્યાપાર છે અને કાયશુદ્ધિ કરવાની સામાયિકમા પ્રતિજ્ઞા લીધી છે માટે ખણજ ખણવાનો દોષ સામાયિકમા ટાળવો જોઈએ અને તે દોષ ઉપસ્થિત થતા કાયગુપ્તિની ભાવના ભાવવી જોઈએ, જેથી એ દોષથી મુક્ત થવાશે

૯ મર્યાદાનુ પાલન કરવુ –સામાયિક એ ગુરુ સમક્ષ અથવા ગુરુના પ્રતિનિધિ સ્થાપનાચાર્યજી સન્મુખ કરવાનુ છે માટે સ્થાપનાચાર્યને સાક્ષાત્ ગુરૂ સમાન માની તેમની મર્યાદા જાળવવી જોઈએ પગ ઉપર પગ ચઢાવવાથી તેમની આજ્ઞા તુટે છે, મર્યાદા જળવાતી નથી, તેથી તેને દોષ ગણવામા આવ્યો છે વડિલોની મર્યાદા જાળવવી એ સજ્જનતાનો ગુણ છે અને અમર્યાદિત થવુ એ દુર્જનતા છે માટે પગ ઉપર પગ ચઢાવવાની ટેવવાળાએ મર્યાદા પાલનની ભાવના ભાવવી

૧૦ બ્રહ્મચર્ય ભાવના –સામાયિકની અદર શ્રાવક એ સાધુ સમાન છે, અને જેઓ પચ મહાવ્રતધારી છે તેઓ જ સાધુ કહેવાય છે બ્રહ્મચર્ય એ પાચ મહાવ્રતોમાનુ ચોથુ છે, માટે તેનુ યથાસ્થિત પાલન કરવુ જોઈએ કામ વાસનાએ અગ ઉઘાડા રાખવાથી બ્રહ્મચર્યનો લોપ થાય છે, વ્રતનુ ભગાણ થાય છે માટે કામવાસના ઉપસ્થિત થતા બ્રહ્મચર્યની ભાવના ભાવવી જોઈએ તેથી તે દોષ ટળી જશે

૧૧ દેહદમન –સામાયિકનો હેતુ દેહદમન કરવાનો છે કારણકે તેના મનમાજ આત્માની ઉજ્વલતા

છે જતુઓના ઉપદ્રવથી ડરીને ચોતરફથી શરીરને ઢાકવુ, એ દેહદમનના બદલે દેહાદિક ધર્મનુ રક્ષણ કરવા બરાબર છે દેહાદિકધર્મોમા જયા સુધી આત્મા રચે છે, જ્યાસુધી તે બહિરાત્મા છે અને બહિરાત્માપણું ત્યાગવાનુ સામાયિકવ્રત શીખવે છે તેથી જતુથી ડરી જઈને દેહ ઢાંકવાની જે વૃત્તિ તે બાહ્યાત્મવૃત્તિ છે તેથી તેને દોષમા ગણેલ છે તે દોષ ઉપસ્થિત થતા દેહાધ્યાસની ભાવના ભાવવી જોઇએ

૧૨ સમતારસ ભાવના -હમેશા એવો કુદરતી નિયમ છે કે જ્યારે કોઇપણ બાબતમા રસ પેદા થાય છે, ત્યારે તેમા પ્રમાદ—આળસ—નિદ્રા કે તદ્રાને અવકાશ નથી સામાયિકનો હેતુ પણ આત્મજાગૃતિ કરવાનો છે અને વિષય કષાયાદિ પ્રમાદને પરિહરવાથી જ આત્મજાગૃતિ યા આત્મશુદ્ધિ થાય છે માટે સામાયિકની અદર ઉંઘનો દોષ ટાળનારે સમતા રસ ભાવના ભાવવી જોઇએ

પારથી વિમુક્ત રાખવી ખણજ ખણવી એ કાયિક પાપ વ્યાપાર છે અને કાયશુદ્ધિ કરવાની સામાયિકમા પ્રતિજ્ઞા લીધી છે માટે ખણજ ખણવાનો દોષ સામાયિકમા ટાળવો જોઇએ અને તે દોષ ઉપસ્થિત થતા કાયગુપ્તિની ભાવના ભાવવી જોઇએ, જેથી એ દોષથી મુક્ત થવાશે

૯ મર્યાદાનુ પાલન કરવુ –સામાયિક એ ગુરુ સમક્ષ અથવા ગુરુના પ્રતિનિધિ સ્થાપનાચાર્યજી સન્મુખ કરવાનુ છે માટે સ્થાપનાચાર્યને સાક્ષાત્ ગુરૂ સમાન માની તેમની મર્યાદા જાળવવી જોઈએ પગ ઉપર પગ ચઢાવવાથી તેમની માઝા તુટે છે, મર્યાદા જળવાતી નથી, તેથી તેને દોષ ગણવામા આવ્યો છે વડિલોની મર્યાદા જાળવવી એ સજ્જનતાનો ગુણ છે અને અમર્યાદિત થવુ એ દુર્જનતા છે માટે પગ ઉપર પગ ચઢાવવાની ટેવવાળાએ મર્યા । પાલનની ભાવના ભાવવી

૧૦ બ્રહ્મચર્ય ભાવના –સામાયિકની અદર શ્રાવક એ સાધુ સમાન છે, અને જેઓ પચ મહાવ્રતધારી છે તેઓ જ સાધુ કહેવાય છે બ્રહ્મચર્ય એ પાચ મહાવ્રતોમાનુ ચોથુ છે, માટે તેનુ યથાસ્થિત પાલન કરવુ જોઇએ વાસનાએ અગ ઉઘાડા રાખવાથી બ્રહ્મચર્યનો દો
કે [illegible] ગણુ થાય છે [illegible]
[illegible] ની ભાવના [illegible] તેથી

છે જતુઓના ઉપદ્રવથી ડરીને ચોતરફથી શરીરને ઢાકવુ, એ દેહધર્મનની અર્થાત દેહાદિક ધર્મનુ રક્ષણ કરવા બરાબર છે દેહાદિક ધર્મોમા જ્યાં સુધી આત્મા રહે છે, ત્યાસુધી તે બહિરાત્મા છે અને બહિરાત્માપણુ ત્યાગવાનુ સામાયિકવ્રત શીખવે છે તેથી જતુથી ડરી જઈને દેહ ઢાંકવાની જે વૃત્તિ તે બાહરાત્મવૃત્તિ છે તેથી તેને દોષમા ગણેલ છે તે દોષ ઉપસ્થિત થતા દેહાધ્યાસની ભાવના ભાવવી જોઇએ

૧૨ સમતારસ ભાવના-હમેશા એવો કુદરતી નિયમ છે કે જ્યારે કોઇપણ બાબતમાં રસ પેદા થાય છે, ત્યારે તેમા પ્રમાદ-આળસ-નિદ્રા કે તદ્રાને અવકાશ નથી સામાયિકનો હેતુ પણ આત્મજાગૃતિ કરવાનો છે અને વિષય કષાયાદિ પ્રમાદને પરિહરવાથી જ આત્મજાગૃતિ યા આત્મશુદ્ધિ થાય છે માટે સામાયિકની અદર ઉઘનો દોષ ટાળનારે સમતા રસ ભાવના ભાવવી જોઇએ

# + મનો–સંયમ

## યાને મનને વશ કરનારી કુચીઓ

સામાયિક એ આત્મામા સમભાવ પ્રગટ કરવાનુ અમૂલ્ય સાધન છે જ્યારે મન સ્થિર, દૃઢ, અને સયમી હોય છે, ત્યારે જ તે સમભાવને પ્રાપ્ત કરે છે મન વશ કર્યો વિના માનવી કદિપણ યોગ પ્રાપ્ત કરવા લાયક થતો નથી અને તેને વશ કર્યો વિના પરમાત્માની પણ પ્રાપ્તિ થતી નથી મન સ્વભાવથી ચચળ અને બળવાન છે જેથી તેને વશ કરવું એ સાધારણ બાબત નથી જે તેના પર વિજય મેળવે છે તે સમસ્ત જગત પર વિજય મેળવે છે અને તેથી જ શ્રીમદ્ આનદઘનજી મહારાજ કયે છે કે "મન જીત્યુ તેણે સર્વે જીત્યુ " આ ચચળ મનને વશ કરવું એ જોકે કઠિણ છે તો પણ એ અભ્યાસ અને વૈરાગ્યથી વશ થાય છે આથી તેને વશ કરવું એ અસભવિત નથી તેને વશ કર્યો વિના દુખોની નિવૃત્તિ થવાની નથી

શારીરિક રોગથી પીડાતાની સખ્યા કરતા માનસિક રોગથી પીડાતાની સખ્યા જગતમા વધારે માલમ પડે છે, જેથી તે રોગ નિવારણ કરવાની, તેને દૃઢ બનાવવાની સૌથી પ્રથમ આવશ્યકતા છે આ મન-મર્કટને વશ કરવા ઇચ્છા રાખતા હો તો તેનુ સાધારણ સ્વરૂપ અને સ્વભાવ જાણવા જોઇએ

### મનનુ સ્વરૂપ

મન એ આત્મ અને અનાત્મ પદાર્થની વચમા રહે નારી વિલક્ષણ વસ્તુ છે મન પોતે અનાત્મ અને જડ છે પરતુ બધ અને મોક્ષ તેને આધિન છે मनः एव मनुष्याणा कारण बंधमोक्षयो । મન એ જગત છે મન નથી તો

[+આ લેખનો ભાવાર્થ કલ્યાણ માસિકના યોગાકમાંથી લીધો છે]

જાત નથી મન વિકારી છે તેનુ કાર્ય સકલ્પ-વિકલ્પ કર વાનુ છે મન જેમા ભળે છે તેમા તદાકાર બની જાય છે તે રાગની સાથે ચાલે છે જ્યા જ્યા રાગ હોય છે ત્યા ત્યા તેની પ્રવૃત્તિ થાય છે અને જે કઇ અનર્થો પેદા થાય છે તે પણ રાગથી થાય છે કોઇ પણ વિષયમા ગુણુઅને સૌન્દર્ય દેખીને તેમા રાગ થાય છે પરતુ જે વિષયમા દુ ખ અથવા દોષ દેખાય છે ત્યા દ્વેષ ઉત્પન્ન થાય છે જેથી ફરીથી તે વિષયમા પ્રવૃત્ત થતું નથી

વાસ્તવિક રીતે ઓલતા દ્વેષવાળા વિષયમા પણ તેની રાગથી પ્રવૃત્તિ થાય છે આ પ્રમાણે મનનુ સ્વરૂપ છે આવા મનને કેમ વશ કરવુ, તેના પર કઇ રીતે આધિપત્ય-મેળવવું, તેના માટે મન વશ કરવાના ઉપાયો યા વશ કરવાની કુચીઓ નીચે આલેખવામા આવી છે

## મનવશ કરવાની કુંચીઓ

(૧) **ભોગોમા વૈરાગ્યભાવના** –જ્યા સુધી સસારી ચીજો સુદર અને સુખપ્રદ માલમ પડે છે, ત્યા સુધી મન તેમા ચોટી રહે છે પરતુ મનને તે ચીજો દોષયુક્ત અને દુખપ્રદ લાગે છે ત્યારેજ તે તેમાથી પાછુ હઠે છે આ માટે સૌથી સરસ ઉપાય એ છે કે **સસારી દરેક ચીજોમાં દુ ખ અને દોષની પ્રત્યક્ષ ભાવના કરવી** જેથી ભોગો-માથી મન વિરક્ત થશે આ માટે બાર ભાવનાઓ પૈકી સસાર-ભાવના ભાવવી એ અતિ ઉત્તમ છે

(૨) **નિયમથી રહેવુ** –દરેક કામ ઠીક સમય પર નિયમાનુસાર થવા જોઈએ પ્રાત કાળમા બિછાનેથી ઉઠ્યા

બાદ સુવા સુધીના વખત સુધી દિનચર્યાનો નિયમ કરવો જોઇએ અને તદનુસાર મનને ચલાવવું જોઇએ અને તે નિય મથી કદિપણ ચલાયમાન ન થવું જોઇએ પાચ મિનિટનુ નિયમિત ધ્યાન તે અનિયમિત અધિક સમયના ધ્યાન કરતા પણ ઉત્તમ છે જેટલી મિનિટ સુધી ધ્યાન કરવાનો નિયમ કર્યો હોય તેનાથી એક પણ મિનિટ ઓછુ કરવું નહિ આથી મન હમેશને માટે ટેવાઈ જશે અને નિયમાનુ સાર ચાલશે આ પ્રમાણે **દરેક નિયમમા નિયમાનુસાર મનને ચલાવવુ** આ મનને વશ કરવાનો દ્વિતીય માર્ગ છે

**(૩) મનની ક્રિયાઓ પર વિચાર કરવો** -મનમા દરેક કૃત્યો પર વિચાર કરવો જોઇએ રાતે સુતી વખત તેને દિવસભરમા કાર્યો કર્યા હોય તે ચિતવી જવા અને તેમા જે બુરા જણાયા હોય તેનાથી વિરામ પામવાની ટેવ રાખવી, અને શુભ કાર્યો કરવાની ટેવ પાડવી પ્રતિદિન આ પ્રમાણે ચિતવનથી મન સત્ય કાર્યો કરવામા લાગી જશે અને અસત્ય કાર્યો કરવામાથી વિમુક્ત થશે એટલુ જ નહિ પરતુ મન ભલા કાર્ય કરવા લાગશે તો પછી તેને વશ કરવામા ઘણી સુલભતા થશે સારાશમા સરલ રસ્તો એ કે-**પ્રથમ મનને બુરા ચિતવનમાથી હઠાવી શુભચિતવન કરાવવાની ટેવ પાડવી** આ મન વશ કરવાનો ત્રીજો ઉપાય છે

**(૪) મનના કહ્યા પ્રમાણે ચાલવુ નહિ** મનના કહ્યા પ્રમાણે નહિ ચાલવુ જોઇએ જ્યા સુધી મન વશ નથી થ ત્યા સુધી તે શત્રુ માનવું જોઇએ શત્રુના દરેક કાર્ય સાવધાની રાખવી પડે છે તેમ મનના કાર્યપર ? સાવધાની રાખવી જોઇએ

કોઈપણ બાબતમા જો તે ઉલટા સુલટી કરવા લાગે તો તેને ધિક્કારવુ જોઇએ. મન બળવાન છે કોઈ વખત તેનાથી હાર પણ પમાશે, પરતુ સાહસ ન છોડવું જોઇએ અને હિમ્મત હારવી નહિ જોઇએ જેઓ હિમ્મતવાન છે તે એક દિન અવશ્ય તેને વશ કરી શકે છે તેની હામા હા ભણવી નહિ. દરેક કાર્યો બહુ સાવધાનીપૂર્વક કરવા મન બહુ ચતુર છે કોઇ વખત ડગવશે, ફોસલાવશે, લાલચ આપશે, જુદા જુદા રગો કરશે, પરતુ તેના સકજામા કદિપણ આવવું નહિ અને ભૂલે ચૂકે પણ તેનો વિશ્વાસ કરવો નહિ આમ કરવાથી એની (મનની) હિમ્મત તૂટી જશે અને આખરે વશ થશે

**મન લોભી, મન લાલચી, મન ચચળ, મન ચોર।**
**મનકે મત ચલિયે નહિ, પલક પલક મન ઔર ॥**

આથી આજ્ઞા દેનારૂ મટી જઈ મન આજ્ઞાપાલક થશે આ મન વશ કરવાનો ત્રીજો ઉપાય છે

**(૫) મનને સત્કાર્યમા સલગ્ન રાખવુ**:–મનને કોઈ વખત કામ વિનાનુ નવરૂ રાખવું નહિ તેને તો હમેશા સૂઇ રહીએ ત્યાસુધી કામમા જ પરોવી રાખવુ અને તે કામ નિષ્પાપ જોઇએ તે કામ વિનાનુ રહે તો તેને બીજા બુરા કામ સુઝશે માટે હમેશ તેને સત્કાર્યમા પરોવી રાખવુ અને તેને કામથી નવરૂ બેસવા દેવુ નહિ કહેવતમા પણ કહ્યુ છે કે "નવરો બેઠો નખોદ વાળે" સત્કાર્યમા તેને એવી રીતે જોડવુ કે રાત્રે નિદ્રામા પણ જાગ્રત સમયના સત્યકાર્યના ચિન્હો સ્વપ્નામા દેખાય આ મન વશ કરવાનો ચોથો ઉપાય છે

(૬) મનને પરમાત્માના ધ્યાનમા રાખવુ -મ
સસારી પદાર્થોમા વિચરતું હોય તેમાથી તેને રોકી પરમા
ત્માનુ ચિત્વન કરતું કરવાનો અભ્યાસ પાડવો પરમાત્માના
ધ્યાન વખતે તેના પર સખ્ત ચોકી પહેરો રાખવો કે તેનાથી
ભાગી ન જાય કદાચ ન માને તો તેને ભાગવાની પૂરી સ્વ
તત્રતા આપવી, પણ જ્યા જાય ત્યા પરમાત્માનુ ધ્યાન
ન ચૂકે તે સમજાવવું ધીરે ધીરે અભ્યાસ કરી ધૈર્યયુક્ત
બુદ્ધિથી મનને પરમાત્મામા સ્થિર કરતા શીખી અને કોઇ
પણ બીજો વિચાર મનમા આવવા ન દે તો મન પરમા-
ત્મામા સ્થિર થશે આ મનને વશ કરવાનો પાચમો ઉપાય છે

(૭) એક તત્ત્વનો અભ્યાસ કરવો -ચિત્તનો વિક્ષેપ
દૂર કરવા પાચ તત્ત્વમાથી એક તત્ત્વનો અભ્યાસ કરવો
તેનો એવો પણ અર્થ થાય છે કે કોઇ એક વસ્તુ કે મૂર્તિ
તરફ એકાગ્રતાથી જોવું આખની પાપણો ન પડે અગર
આખોમા પાણી ન આવે ત્યાસુધી એક ચિન્હ તરફ જોવું
ચિન્હ ધીરે ધીરે છેક કરવું અને અતમા તે ચિન્હને
બીલકુલ હટાવી દેવું "दृष्टि स्थिरा यत्र विनावलोकनम्"
અવલોકન ન કરવા છતા પણ દૃષ્ટિ સ્થિર આમ થવાથી
ચિત્તનો વિક્ષેપ મટી જશે આ પ્રમાણે રોજ અડધો અડધો
કલાક જો અભ્યાસ કરવામા આવે તો મનને સ્થિર કરવામા
સારી સફળતા મળે છે આ અભ્યાસને ત્રાટક કહે છે
તેનાથી મનની નિશ્ચલતા થાય છે આ પ્રમાણે નિયમથી
અભ્યાસ કરવામા જેટલો સમય અધિક જશે તેટલો લાભ
થશે એ નિશ્ચિત છે આ મન વશ કરવાનો છઠ્ઠો ઉપાય છે

(૮) નાભિ યા નાસિકાના અગ્ર ભાગમા દૃષ્ટિ સ્થાપન કરવી -નિત્ય નિયમ પૂર્વક પદ્માસને યા સુખાસને બેસીને નાભિ ઉપર દૃષ્ટિ જમાવવી જ્યાસુધી પલક [પાપણો] ન પડે ત્યાસુધી એકીટસે ત્યા જોઇ રહેવું આમ કર્યાથી પણ મન શિઘ્ર સ્થિર થશે નાસિકાના અગ્રભાગ પર દૃષ્ટિ જમાવવાથી ચિત્તની નિશ્ચળતા થાય છે

(૯) શબ્દશ્રવણ કરવુ -કાનમા આગળી ઘાલી શબ્દ સાભળવાનો અભ્યાસ પાડવો તેમા પહેલા પ્રાત કાલીન પક્ષી ઓનો ચું ચું હાની માફક શબ્દ સભળાય છે ત્યારબાદ અનુ ક્રમે ઘુંઘુરુ શખ, ઘટા, તાલ મુરલી, ભેરી, મૃદગ, નકીટી અથવા સિહગર્જન જેવા શબ્દ સભળાય છે

આ પ્રકારે દશ જાતના શબ્દ સભળાયા બાદ દિવ્ય ૐ શબ્દનુ શ્રવણ થાય છે જેથી સાધક સમાધિ પ્રાપ્ત કરે છે આ મન વશ કરવાનો આઠમો ઉપાય છે

(૧૦) ધ્યાન યા માનસપૂજા -ઇષ્ટ ભગવાનની મૂર્તિના સ્વરૂપની આતરમનમા કલ્પના કરી પહેલા મૂર્તિના એક એક અવયવનુ ધ્યાન કરવુ, પછી દૃઢતાથી આખી મૂર્તિનુ ધ્યાન કરવુ, પછી તેમાજ મનને સ્થિર કરવું જોઇએ તેમા એવુ તલ્લીન થવુ કે જેથી સસારનુ ભાન રહે નહિ પછી કલ્પના પ્રસુત સામગ્રીઓથી ભગવાનની માનસિક પૂજા કરવી જોઇએ આ પ્રમાણે પ્રેમપૂર્વક ભગવાનની ઉપાસનાથી મનની, સ્થિરતા થશે. આ મન વશ કરવાનો નવમો ઉપાય છે

(૧૧) મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા આને મૈત્રી, કરુણા, પ્રમોદ અને મધ્યસ્થભાવના પણ કહેવાય છે

સુખીઓ પ્રતિ પ્રેમ, દુ ખીઓ પ્રતિ દયા, પુણ્યાત્માઓ પ્રતિ પ્રસન્નતા અને પાપીઓ પ્રતિ ઉદાસીનતા એ અનુક્રમે ચાર ભાવનાઓનો ભાવાર્થ છે આથી ચિત્તની પ્રસન્નતા થાય છે સબબ કે જગતના બધા સુખી જીવોની સાથે પ્રેમ કરવાથી ચિત્તની અદર જે ઇર્ષા ખુબ હોય છે તે દૂર થાય છે દાહની આગ બુઝી જાય છે, અને તેથી નસારમા લોકો આપણને તેમ આપણા સ્વજનને સુખી દેખી પ્રસન્ન થાય છે કારણ કે લોકો પોતાના પ્રાણ સમા આપણને પ્રિય લેખે છે જો આ ઉચ્ચભાવના સમસ્ત જગતના સુખી જનો પ્રતિ પ્રેરાય તો તે ઘણા આનદનુ કારણ થાય છે બીજાને સુખી દેખવાથી જલન (અગ્નિ) પેદા કરવાવાળી વૃત્તિનો નાશ થાય છે આ મૈત્રીભાવનાનો ઉદ્દેશ છે

(૧) દુખી પ્રાણીઓ પ્રતિ દયા કરવાથી, પર-અપકાર રૂપ ચિત્ત-મલ નષ્ટ થઈ જાય છે મનુષ્ય પોતાનુ કષ્ટ દૂર કરવામા કોઇને પૂછવાની પણ જરૂર ધારતો નથી ભવિષ્યમા થનારા દુ ખ માટે ચાપતા ઈલાજ લે છે આવી ભાવના સમસ્ત જગતના જીવો પ્રતિ કરાય તો કેટલાય લોકોના તે દુ ખ દૂર કરી શકે ! દુ:ખપીડિત લોકોના દુ ખ દૂર કરવામા આપણા સર્વસ્વનુ બલિદાન આપવાની ભાવનાથી ચિત્ત સદા પ્રફુલ્લિત રહે છે આ કારુણ્યભાવનાનો ઉદ્દેશ છે

(૩) ધર્મીઓને જોઇને હર્ષિત થવાથી દોષારોપ નામની અસૂયા નષ્ટ થાય છે સાથે ધાર્મિક પુરુષની ભાવના ચિત્તમા ધાર્મિક વૃત્તિ જાગ્રત કરે છે અસૂયાના નાશથી ચિત્ત શાંત થાય છે આ પ્રમોદભાવનાનો ઉદ્દેશ છે

(૪) પાપીઓ પ્રતિ ઉપેક્ષા કરવાથી ચિત્તનો ક્રોધરૂપ મળ નષ્ટ થાય છે પાપનુ ચિન્તન કરવાથી તેના સસ્કાર હૃદયમા પડતા નથી આથી ચિત્ત શાન્ત રહે છે

ઉપર મુજબ બતાવેલી ચારે ભાવનાઓનુ વારવાર અનુશીલન કરવાથી ચિત્તની રાજસ, તામસ વૃત્તિઓ નષ્ટ થઈ સાત્વિકવૃત્તિનો ઉદય થાય છે અને તેનાથી ચિત્તની પ્રસન્નતા થાય છે, અને આથી જલદી એકાગ્રતા પ્રાપ્ત થાય છે આ ભાવના મનવશ કરવાનો દશમો ઉપાય છે

(૧૨) **સારા ગ્રથોનુ અધ્યયન** ભાવનાનુ પરમ રહસ્ય પરમાર્થ ગ્રથોના પઠનપાઠનથી પમાય છે અને તેથી ચિત્તવૃત્તિ સ્થિર થાય છે એકાતમા બેસીને સત્ શાસ્ત્રના વાંચનથી વૃત્તિઓ તેમા તદાકાર બની જાય છે અને આથી ચિત્તની સ્થિરતા થાય છે આ મન વશ કરવાનો અગીઆરમો ઉપાય છે

(૧૩) **પ્રાણાયામ** –સમાધિથી મન રોકાય છે અને પ્રાણાયામ સમાધિના સાધનોમાંનુ એક મુખ્ય અગ છે પ્રાણાયામથી પ્રાણવાયુ પર જય મેળવાય છે અગ્નિમા તપાવ્યાથી જેમ ધાતુનો મેલ બળી જાય છે તેમ પ્રાણોને રોકવાથી મન રોકાય છે તે એક બીજાનો ઘનિષ્ટ સબધ છે મન સ્વાર છે, તો પ્રાણ વાહન છે એકને રોકવાથી બીજો રોકાય છે આ મન વશ કરવાનો બારમો ઉપાય છે

(૧૪) **શ્વાસદ્વારા નામજપ** –મનને રોકીને તેને પરમાત્મામા લગાવવાનો એક અત્યત સુલભ અને આશકા રહિ

તેનો આ ઉપાય છે અને તે એ કે નાસિકામા જે શ્વાસ આવે છે, જાય છે તેની ગતિ પર ધ્યાન રાખી તે શ્વાસદ્વારા શ્રીભગવાનના નામનો જાપ કરવો આ અભ્યાસ બેસતા, ઉઠતા, ચાલતા, ફરતા, સૂતા છતા પણ તે હરવખત પ્રત્યેક સ્થિતિમા થઈ શકે છે આમા કઈ જોરથી શ્વાસ લેવાની પણ આવશ્યકતા નથી શ્વાસની સાધારણ ચાલ સાથે સાથે પ્રભુના નામનો જાપ થઈ શકે છે આમા લક્ષ રાખવાથી મન રોકાઈને પ્રભુના જાપમા લાગી જાય છે દિલમા આનન્દથી અને મનની પ્રસન્નતાથી શ્વાસદ્વારા પ્રભુ જાપ કરવા જોઈએ અને તેના સમીપ જવાની ભાવના કરવી જોઈએ આ મન વશ કરવાનો ચૌદમો ઉપાય છે

(૧૫) ઈશ્વર શરણા ગતિ-ઈશ્વરના ધ્યાનથી પણ મન વશ થાય છે ભગવાનનો પ્રભાવ, અથવા તેમના ભક્તોના ચારિત્રના ચિંતનથી ચિત્ત આનદમા વરતે છે પ્રભુ ભક્તના સગથી તેના ઉપદેશાનુસાર ચાલવાથી તેમ તેમની કૃપાથી ભગવત્પ્રાપ્તિ થાય છે અને આથી મન પર પણ વિજય પમાય છે ભગવાનને તેમના સાચા ભક્તોની કૃપાથી વસ્તુની પ્રાપ્તિ થઇ શકે છે આ મન વશ કરવાનો પદરમો ઉપાય છે

(૧૬) મનના કાર્યોને જોવુ -મનને વશ કરવામા એક ઉપાય એ છે કે મનથી અલગ થઇ નિરતર તેના કાર્યો દેખવા જોઇએ જે વખતે આપણે મનના દ્રષ્ટા થઈશું તે વખતથી આપણી મનની ચચળતા નાબુદ થશે વાસ્તવિક રીતે જોઇશુ તો આપણો આત્મા મનથી સર્વથા ભિન્ન છે

એ તો સત્ય વાત છે કે જીતવાવાળા વા દેખવાવાળા જાણ વાની વા દેખવાની વસ્તુથી સદા અલગ છે આખોને આખ દેખી શક્તિ નથી આથી માલમ પડે છે કે મનની વાતોનો જાણનાર વા દેખનાર મનથી જુદો છે તે ભિન્ન હોવા છતા પણ મનની સાથ મળીને રહે છે સારાશમા સાધક પોતે **નિરંતર મનથી અલગ રહી મનની ક્રિયાનો દષ્ટા બને** અને તેમ કરવાનો અભ્યાસ પાડે તો મન શિઘ્રતાથી સ ક લ્પ રહિત થાય છે

**(૧૭) ભગવાન નામ કીર્તન** –મગ્ન થઈને ઉચ્ચ સ્વરથી પ્રભુનુ નામ ગુણ, કીર્તન, કરવાથી પણ મન પરમા ત્મમા સ્થિર થાય છે આથી પ્રેમપૂર્વક પરમાત્માનુ નામ કીર્તન કરવાથી પણ મન ઉપર વિજય મેળવાય છે આ મન વશ કરવાનો સત્તરમો ઉપાય છે ઉપરોક્ત મનને વશ કર-વાના ઉપાયો બતાવવામા આવ્યા છે, કારણકે મનને સ્થિર કર્યો વિના અન્ય કોઇ અવલબન નથી જેમ ચચળ જળમા રૂપ વિકૃત દેખાય છે તેમ ચચળ ચિત્તમા આત્માનુ યથાર્થ સ્વરૂપ દેખાતુ નથી પરતુ જેવી રીતે સ્થિર જળમા પ્રતિ બિબ જેવુ હોય છે તેવુ દેખાય છે, તેવી રીતે સ્થિર મનથી આત્માનુ યથાર્થ સ્વરૂપ પ્રત્યક્ષ થાય છે, માટે હમેશા મનને સ્થિર કરવાને પ્રયત્નશીલ થવુ તેથી પ્રભુનો માર્ગ સુલભ થઈ શકશે અને આત્માનુ સાર્થક થશે



(૨)

# સ્વાધ્યાય નિમિત્તે

## શ્રી જ્ઞાનસાર-અષ્ટકોમાંથી ઉદ્ધરિત સાર.

(લેખક-સદ્ગુણાનુરાગી સન્મિત્ર કર્પૂરવિજયજી)

### (૧) પૂર્ણતા અષ્ટક

પૂર્ણાનંદી —શરીર આદિ જડ પદાર્થો ઉપરનો પ્રેમ ઘટાડી-દૂર કરી શુદ્ધ આત્મદ્રવ્યમાં જેને અકૃત્રિમ પ્રેમ જાગ્યો છે, સંસારની માયા ઈંદ્રજાળ જેવી જેને સમજાણી છે, તેથી જે પર ઉપાધિમાં ફસાતો નથી અને મિથ્યા વિકલ્પ જાળમાં ગુંથાતો નથી, તૃષ્ણાજાળને તોડી નાખવાથી કોઈની દીનતા કરવાની જેને જરૂર નથી, જેને સહજ આનંદમાં મસ્ત રહેતો દેખીને લોક ચકિત થાય છે કેમકે એવું સુખ ઉપાધિવંતને સ્વપ્નમાં પણ મળવું મુશ્કેલ છે જ્યારે સંસારનો અંત આવવાનો હોય છે, ત્યારેજ સર્વ દુઃખ નિવારક સહજ આત્મિક-આનંદ ઉલ્લસે છે અને શુક્લપક્ષમાં ચંદ્રમાની કલાની પેઠે અનુક્રમે વૃદ્ધિગત થઈ અંતે તે પૂર્ણતાને પામે છે

## (२) मग्नता-अष्टक

**સ્વરૂપમગ્ન**—સંતોષવૃત્તિથી મનનુ સમાધાન કરીને તથા દુર્દાંત ઇંદ્રિયોને દમીને, શુદ્ધ જ્ઞાનામૃતનુંજ સેવન કરનાર આત્મા સ્વસ્વભાવ મગ્ન થયેલ કહેવાય છે, તેને અન્ય વિષયો હલાહલ જેવા લાગે છે પરભાવમા તે કદાપિ કર્તૃત્વ અભિમાન કરતો નથી, કેવળ તેમા સાક્ષીપણુંજ ધારણુ કરે છે સ્વરૂપ રસિકને કોઇ વિકથા પણ ગમતી નથી, તો કંચન-કામિનીજન્ય ઉપાધિ તો તેને ગમેજ કેમ? જેમ જેમ જીવ સ્વભાવનિમગ્ન થાય છે તેમ તેમ તેને અતર શાતિથી અનહદ આનદ ઉપજે છે એનુ સુખ એજ જાણે છે સાક્ષાત્ અનુભવ થયેજ તેની ખરી પ્રતીતિ થઈ શકે છે, એવું સુખ અન્યત્ર નથી સર્વ વિભાવ તરફ અભાવો થવાથી શુદ્ધ તત્ત્વરૂચી જીવને એ સુખ પ્રગટે છે ક્ષણ માત્ર ઉદાસીન દશાથી પણ આત્મામા લીનતા થઇ જાય છે તો જે મહાનુભાવ નિરાત તેમાજ નિમગ્ન થઇ રહે છે, તેની શાતિનુ કહેવુંજ શુ? એવા અમૃતવર્ષી, કૃપાદ્દષ્ટિ, શાત સ્વભાવી મહાત્માને નમસ્કાર હો

## (३) स्थिरता-अष्टक

**સ્થિર ચિત્ત**—જે મહાશયનુ ચિત્ત સ્થિરતાને પામ્યું છે, તેને નિજ ઘટમાજ સકળ સમૃદ્ધિ સાક્ષાત્ દેખાય છે ચિત્તની ચપળતાવડેજ જીવ અહી તહી ભટકતો દુખી થાય છે એમ સમજી સત્ય સુખના અર્થીજનોએ સ્થિરતાનેજ સેવવી જોઇએ ચપળ ચિત્તવતની કરણી સફળ થઇ શકતી નથી

ચિત્તની ચપળતાને શલ્યરૂપ સમજીને સત્પુરૂષો તેને દૂર ક
છે એવા પ્રશાત ચિત્તવાળા યોગી પુરૂષોને સદા સર્વદા સ
સ્વભાવથી સાચી સુખશાતિ પ્રવર્તે છે સ્થિરતા રૂપી રત્ન
દીપક જેના ઘટમદિરમા પ્રગટ્યો છે, તેને અશુભ આશ્રવ
જનિત મલીનતાનો સભવજ નથી ચિત્તને ચપળ કરતાજ સ્વ
સમાધિનો લોપ થાય છે, એમ સમજીનેજ સત્પુરૂષો ચિત્તની
સ્થિરતાને માટે સતત્ પ્રયત્ન કર્યા કરે છે અને સર્વ કોઇ
ને સ્થિરતા પ્રાપ્ત થયેજ સત્ય સુખશાતિ મળવાની છે

## (૪) निर्मोह–अष्टकम्

નિર્મોહી —"અહતા" અને "મમતા" "હું" અને
"મારૂ" તજીને, તત્ત્વને સમજનાર સત્પુરૂષ સદા સમતા
યોગે સુખ સમાધિમા રહે છે મોહ–મમત્વ વડેજ પ્રાણી
દુખી થાય છે અને પાપપકથી લેપાયા કરે છે એમ સમ
જીને સાત્ત્વિક શિરોમણિ જનો એ મોહનો જ નાશ કરે છે
મોહ રહિત પુરૂષ ભવ નાટકમા ક્યાય પણ લેપાતો નથી
મોહ–મદિરાથી બેભાન થઇ જીવ ભવ અટવીમા ભૂલો પડે
છે, અને તેની જ્યાસુધી શુદ્ધબુદ્ધ ઠેકાણે ન આવે ત્યાસુધી
અનેકશ કદર્થના પામે છે નિર્મોહીને એવો કડવો અનુભવ
કરવો પડતોજ નથી કેમકે તે તો તત્ત્વદૃષ્ટિથી સદાચાર
સેવવામાજ તત્પર રહે છે મોહ દૂર ખસવાથી તે નિરૂપયોગી
વાતમા કદાપિ મુંઝાતો નથી ચિત્તને સ્થિર કરીને કેવળ
આત્મ સાધનમા સાવધાન રહે છે એવા નિર્મોહી, નિર્માયી
પુરૂષોને ખરેખર ધન્યવાદ ઘટે છે

## (૫) ज्ञानाष्टक

જ્ઞાની —સમ્યગજ્ઞાનના અભ્યાસવડે જ્ઞાનીપુરૂષ સ્વ

સ્વરુપને પીછાણી તેમા નિમગ્ન થઈ શકે છે મદ્દર્તન યોગે જ્ઞાની નિજ જ્ઞાનને સાર્થક કરે છે જેમ રાગ દ્વેષાદિક વિકાર ઉપશમે અને સમતાદિક ગુણો પ્રગટે તેમ તે પ્રયત્ન કર્યા કરે છે ખરૂ જોતા સર્વ શાસ્રનો સાર પણ એજ છે તેવા શુભ લક્ષ્ય વિનાની ક્રિયા તો ઘાચીના બળદ જેવી છે વિકથાદિક પ્રમાદ તજીને આત્માર્થી જનોએ આત્મચર્ચા કરવી જોઇએ સતોષ ગુણ પ્રાપ્ત થએ એવી આત્મ શુદ્ધ ચર્ચા સુખે સાધી શકાય છે એવા આત્મજ્ઞાની-અધ્યાત્મી સાધુ સદા સમાધિમા ઝીલ્યા કરે છે માટેજ તત્ત્વજ્ઞાનનેજ શાસ્રકાર અપૂર્વ અમૃત, રસાયણ કે ઐશ્વર્ય કહે છે

## (६) शमाष्टकम्

**શાત** —સકલ્પ વિકલ્પને શમાવનાર અને સ્વસ્વરૂપને જાગૃત કરનાર સમ્યગ્ જ્ઞાનનો પરિપાક જેને થયો છે તે મહાશય શાન્ત કહેવાય છે કર્મ જન્ય વિષમતાની ઉપેક્ષા કરી સત્તાની અપેક્ષાએ જે સર્વ જગતને સ્વઆત્મા સમાન લેખે છે, તે શાત આત્મા જરૂર મોક્ષ ગામી થાય છે યોગારૂઢ થએલો પુરૂષ શમ-શાતિ વડે વિષમ કષાયાદિ પ્રમાદને પરિહરવાથી આત્મ શુદ્ધિ કરે છે ધ્યાન વૃષ્ટિથી દયા નદીનુ શમ-શાતિપૂર વધતે છતે વિકાર-વૃક્ષો સમૂળગા નષ્ટ થઇ જાય છે શમયુક્ત મુનિનેજેવો શાન્તગુણ થઇ શકે છે તેનો ગુણ અન્ય જ્ઞાની, ધ્યાની, તપસ્વી તેમજ શીલ અને સમકિતયુક્ત સાધુને પણ થઈ શકતો નથી એવા પ્રશાત મુનિને, રાગાદિક વિકાર થઈ શક્તા નથી, તેવા મુનિને ધન્ય ધન્ય છે

## [૭] इंद्रियपराजयाष्टकम्.

જિતે દ્રિય —ભવ ભયથી ડરીને મોક્ષ અભિલાષાથી જિતે- દ્રિય એવા ધન્ય પુરૂષો પુરૂષાર્થ ફેરવીને પોતાની ઈંદ્રિયોને વશ કરે છે તૃષ્ણા યોગે વિવિધ વિષયો વડે જેમ જેમ મુગ્ધજનો ઈંદ્રિયોને પોષે છે તેમ તેમ ર ગ દ્વેષાદિક વિકારોવડે આત્મા અત્યંત મૂર્છિત થાય છે અનેકવાર વિષયભોગ કર્યા છતા ઈંદ્રિયોથી તૃપ્તિ વળતીજ નથી, એમ સમજીને સતજનો સતોષ વૃત્તિને ધારે છે વિરકત જનોને પણ વિષયપાશવડે ઈંદ્રિયો સતાવે છે, એમ સમજી સાધુ જનો તેથી વધારે સાવ ધાન રહે છે વિષયમૂર્છિત આ મા સમીપવર્તી જ્ઞાનદિક નિજ ધનને પણ દેખી શકતો નથી, તેથી ઉભય લોકમા અત્યંત દુ ખી થાય છે એક એક ઈંદ્રિયને પણ પરવશ પડેલ પ્રાણી પ્રાણાત કષ્ટ પામે છે, તો પાચ ઇંદ્રિયોને પરવશ પડેલાનુ તો કહેવું જ શુ ? અસત્પ્રવૃત્તિપણે અનત ભવ ભ્રમણ કરતા પણ પ્રાણીના દુ ખનો અ ત આવતો નથી તેથી તેતે ઇંદ્રિયોને વશ કરનાર ખરા ધીર વીર ગણાય છે

## [૮] त्यागाष्टकम्.

ત્યાગી —જિતેંદ્રિય પુરૂ૨ બાહ્ય કુટુ બ કબીલાનો ત્યાગ કરી, અતરગ કુટુંબનો આદર કરે છે. શુદ્ધ ઉપયોગ રૂપ પિતાનો, ધૃતિ ધીરજરૂપી માતાનો, શુદ્ધ શીલાદિક બ ધુઓનો, સમતારૂપ પ્રિયાનો અને સાધર્મી સજ્ઞાતિ જનોનોજ આદર કરે છે સ યમને ભલી પેર પાળવાથી તે અતે અવિનાશી પદને પામે છે અક્ષય સુખના અર્થી સાધુ સદ્ગુરૂનો ઉપકાર ભૂલતા

જ નથી, તેમજ ખરો અધિકાર પ્રાપ્ત થતા સુધી સદ્ગુરૂની સોબત પણ તજતા નથી જે સ્વ મ્ય હઠ મુજબ સદાચાર સેવવા સદા સાવધાનપણું ધારે છે તે અનુક્રમે સર્વ કર્મનો અત કરી અક્ષય સુખના અધિકારી થાય છે અને સ યમ બળથી મકળ ગુણરાશિને સાક્ષાત્ પ્રાપ્ત કરે છે

## (૯) क्रियाष्टकम्

ક્રિયારૂચી —કથની પ્રમાણે કરણી કરનાર, શાતભાવિત આત્મા અને જિતેદ્રિય મહાત્મા આ સ સાર સમુદ્રને પોતે તરી બીજાને તારવા સમર્થ છે, સત્ કરણી વિના કોઈપણ ક લ્યાણ સાધવા સમર્થ નથી ખરો જ્ઞાની એજ છે કે જે કરવા યોગ્ય કરણીને સાવધાનપણે કરે છે કરણી વિનાનુ જ્ઞાન નિષ્ફલ છે શુભ કરણીવાળાના ભાવ સદા ચઢતા રહે છે, એમ સમજી ક લ્યાણના અર્થીજનોએ સ્વશક્તિ મુજબ શુભ કરણી કરવી, કરાવવી, તેમજ કરનારની અનુમોદના કર્યા કરવી જિન વચ નાનુસારે સત્ કરણી કરનાર અતે અખ ડ એવુ શિવસુખ પામી શકે છે,

## (૧૦) तृप्त्यष्टकम्

તૃપ્ત.—જ્ઞાનામૃતનુ પાન કરી શુભ કરણીરૂપ ક લ્પવેલીના ફળ ભોગવી અને સમતારૂપ તાબુલને આસ્વાદી મુનિ પરમ તૃપ્તિને પામે છે જ્ઞાનાદિક સદ્ગુણવડે જેવી તૃપ્તિ થાય છે, તેવી તૃપ્તિ બીજી કોઈ વસ્તુથી થઈ શકતી નથી એજ ખરી તૃપ્તિ છે બીજી તૃપ્તિ તો કેવલ કલ્પિતજ છે પુદ્ગલથી પુદ્ગલજ તૃપ્ત થાય છે આત્મા તો આત્મગુણવડેજ તૃપ્ત

થઇ શકે છે એ વાત અનુભવ વિના સમજાય તેમ નથી
વિષય લોલુપીને સ્વપ્નમા પણ એવો અનુભવ થઇ શકતો નથી
તેને વિષયરૂપ વિષનાજ ઉદ્ગાર આવે છે, અને જ્ઞાન તૃપ્તને
નિર્મળ ધ્યાનરૂપ અમૃતનાજ ઉદ્ગાર આવે છે વિષયવડે
તૃપ્તિ નહિ પામેલા ઇંદ્ર, ઉપેન્દ્ર (વાસુદેવ) પ્રમુખ સુખી
નથી ફક્ત જ્ઞાન તૃપ્તિવત મુનિજ સર્વત્ર સુખી છે

## (૧૧) निर्लेपाष्टकम्

નિર્લેપ —જ્ઞાનસિદ્ધ સતપુરૂષો દુનિયામા કયાય લેપા
તા નથી સ્વાર્થી સર્વત્ર લેપાય છે તત્ત્વજ્ઞાની સદા અતર
થી નારાજ રહે છે તેથી તે આકાશની પેરે નિર્લેપ રહી
શકે છે એમની કરણી કેવળ આત્મવિશુદ્ધિને માટેજ હોય
છે ક્રિયાનો મદ તો તેમને સ્વપ્નમા પણ સભવતો નથી
ઉદાર ભાવના તેમના દિલમા સદા બની રહે છે એવી નિર્દોષ
ધર્મનીતિને અનુસરનાર નિર્મળ આશયવાળાને નમસ્કાર હો!

## (૧૨) निस्पृहाष्टकम्

નિસ્પૃહ —શુદ્ધ ચારિત્રપાત્ર મુનિ આત્માની અક્ષય
સપદાવડે સ્પૃહા રહિત બને છે અધ્યાત્મજ્ઞાની નિસ્પૃહીને
જગતની કઈ દરકાર નથી પારકી સ્પૃહાજ સર્વ દુખનુ મૂળ
છે, એમ સમજી સાધુ તેનો પરિહાર કરે છે સ્પૃહાવાન્
તણખલાના તોલે સસારચક્રમા ભટકે છે નિસ્પૃહી જે કાઈ
કરે છે તે સ્વકર્ત્તવ્ય સમજીનેજ કરે છે, તેને લોક દેખાવો
કરવાની કઇ ગરજ રહેતી નથી એવા નિસ્પૃહી સાધુ ચક્ર

વર્તીથી પણ અધિક સુખી છે નિસ્પૃહી સાધુપુરૂષોને સહસ્ર વાર નમસ્કાર હો !

## (१३) मौनाष्टकम्

મૌની—સમસ્ત જગતનુ સ્વરૂપ સમ્યગ્ રીતે જાણી લે ઈને જે જગતથી ઉદાસ રહે,છે—તેમા લેપાતા નથી તેજ ખરા મુનિ છે આત્મજ્ઞાન, આત્મશ્રદ્ધાન્ અને આત્મરમણ એજ આત્માર્થીમુનિની રત્નત્રયી છે પરમભાવને તજી સ્વભાવને સેવવાથીજ શુદ્ધ ચારિત્રદ્વારા મુનિની જ્ઞાન અને દર્શનની સફળતા છે તે વિના તો મોહવનમા ભટકતા સાધુ ફક્ત વેશ વિડબનાજ કરે છે સ સારની માયાને બાજીગરની બાજી જેવી સમજી સમતાધારી સાધુ તેથી ઉદાસ રહે છે પૌદ્ગલિક વસ્તુથી ન્યારા રહેવું એજ ખરી ઉદાસીનતા છે જેની સર્વ ક્રિયા જ્ઞાનયુક્ત આત્મશુદ્ધિ માટેજ પ્રવર્તે છે, એવા અનન્ય-નિશ્ચિત લક્ષવાળા મુનિનુજ મૌન ઉત્તમ છે

## (१४) विद्याष्टकम्

વિદ્વાન્ —અનિત્ય અશુચિ એવી દેહાદિક પરપુદ્ગલિક વસ્તુને વસ્તુગત જાણે તેજ ખરો વિદ્વાન્ છે તેમા મુઝાઈ જાય તે તો મૂર્ખ કહેવાય છે જેની જ્ઞાનદૃષ્ટિ સદા જાગતી છે તેનો પરાભવ કરવાને મોહ સમર્થ થઈ શક્તો નથી શરીર, આયુષ્ય અને અર્થસ પત્તિ અસ્થિર છે, એમ સમજી વિદ્વાન્ તેનો વિશ્વાસ કરતો નથી આ અશુચિમય દેહ જળાદિક વડે શુદ્ધ થઈ શકે છે, એવો અજ્ઞાની જીવોને મોટો ભ્રમ રહે છે, કેમકે દેહમા દશે દ્વારે અશુચિ સદા વહ્યાજ કરે છે

જે સમતા રસમા સ્નાન કરીને કર્મમળને ટાળે છે, તેવા મહા
શયજ ફરી મલીન નહિ થવાથી પરમ પવિત્ર છે આત્મજ્ઞાન
વડે જીવ બધનથી મુક્ત થાય છે અને અજ્ઞાનવડે કર્મબધ
નથી બધાયજ છે સમ્યગ્ જ્ઞાનના બળથી વિદ્વાન્ ષટ્દ્રવ્યનુ
સ્વરૂપ સારી રીતે સમજી શકે છે તેમજ નિર્મળ જ્ઞાનક
ળાથી યોગીપુરૂષો આત્મામાજ પરમાત્મ સ્વરૂપની પ્રતિતી કરી
શકે છે એવા યોગીરાજોની બલિહારી છે

## (१५) विवेकाष्टकम्

વિવેકી —ક્ષીરનીરની પેઠે સાથે મળેલા કર્મ અને આ-
ત્માને જે મુનિરાજ અલગ કરે છે તે વિવેકવાન્ કહેવાય છે
જડ અને ચેતનને જુદા કરવાનો વિવેક પ્રાપ્ત થવો અતિ
દુર્લભ છે વિવેક વિકળતાથી કર્મના પરિણામનો ચેતનમા
ઉપચાર કરવામા આવે છે તેથીજ અવિવેકિજનો દેહાદિક જડ
વસ્તુને આત્માથી જુદી ગણતા નથી જડ વસ્તુની ચાહના કરતા
જીવ વિવેકથી ચૂકે છે, અને સદ્ગુણની ચાહના કરતા વિવેક
જાગે છે જેનો ઉપયોગ આત્મ સાધનમા સદા જાગતો છે,
તેને સન્માર્ગથી સ્ખલિત થવાનો ભય નથી સદ્વિવેક યોગે
સયમને સમ્યગ્ આરાધન કરીને કઇક ભવ્યજનો કર્મનો
છેદ કરી અક્ષય અવિચળ પદવી વર્યા છે એવો સદ્વિવેકજ
સદા સર્વદા સેવવો યોગ્ય છે

## (१६) माध्यस्थाष्टकम्

મધ્યસ્થ —કુતર્ક કરવા રૂપ બાળ ચપળતા તજી જે

બુદ્ધિ બળથી યુક્તિને તટસ્થપણે તોળી મધ્ય સત્યાસત્યનો નિર્ણય કરે છે તે મધ્યસ્થ કહેવાય છે

જેમ વાછડો પોતાની માતાને ઓળખી કાઢે છે તેમ મધ્યસ્થ માણસ યુક્તિને અનુસરી ચાલે છે, તુચ્છ આગ્રહી તો યુક્તિનુ ખંડન કરવા અને સ્વ મતનુજ મંડન કરવા તત્પર રહે છે સર્વ અપેક્ષિત નય વચનોમા જેનુ મન સમભાવે રહે છે, તે મહામુનિ મધ્યસ્થ છે સ્વસ્વ કર્મવશ વર્તી સર્વ કોઇ પ્રાણી ઉપર રાગ દ્વેષ-નહિ-કરતા મધ્યસ્થ પુરૂષ સમ ભાવે રહે છે પરભવમા જતા મનને અટકાવી મધ્યસ્થ પુરૂષ તેને સ્વ સ્વભાવ સન્મુખ કરે છે મધ્યસ્થ પુરૂષ ગમે તે રસ્તે આત્મ કલ્યાણ કરી શકે છે મારૂ તારૂ નહિ કરતા જેનુ વચન યુક્તિયુક્ત છે તેનુ વચનજ મધ્યસ્થને માનનીય થાય છે અર્થાત્ પૂર્વાપર અવિરૂદ્ધ વચનનેજ મધ્યસ્થ સ્વીકારે છે અને અન્ય આત્માર્થીજનોને હિતબુદ્ધિથીજ સમજાવે છે

## (१७) निर्भयाष्टकम्.

નિર્ભય —સ્વ સ્વભાવમાજ રમણ કરનાર નિસ્પૃહી પુરૂષને ભય માત્ર દૂર ટળે છે, અને અંતરંગ સુખ સ્હેજે પ્રગટે છે

નિર્મળ જ્ઞાન યોગે મોહના સૈન્યને હણતા મુનિ કંઈપણ ડરતો નથી કૃતકૃત્ય મુનિને કિંચિત્ માત્ર ડરવાનુ નથી એવા મુનિને ધન્ય છે।

## (१८) अनात्मशंसाष्टकम्

અનાત્મશંસી —આત્મશ્લાઘા કરતા સુકૃતના મૂળ ઉઘાડા થઇ જવાથી તેના ફળ બેસતા નથી એમ સમજી સાધુજનો

સ્વશ્લાધા કરે નહિ અન્યજનો સદ્ગુણોની શ્લાઘા કરે તે હિતકારી છે, પરંતુ સ્વય સ્વગુણની શ્લાઘા કરવા માટે તે તો હાનીકારકજ છે કદાચ કઈપણ સ્વગુણનો ઉત્કર્ષ આવે તો તત્કાળ પૂર્વ પુરૂષસિંહોના પવિત્ર ચારિત્ર તરફ ખ્યાલ કરી લઘુતા ભાવવાથી સ્વોત્કર્ષ આપોઆપ સમાઈ જાય છે સ્વોત્કર્ષથી તો પ્રાપ્ત થયેલ ગુણોનો પણ લોપ થઈ જાય છે એમ સમજી આત્મજ્ઞાની યોગીઓ માન અપમાનની બુદ્ધિનોજ ત્યાગ કરે છે

## (૧૯) तत्त्वदृष्ट्यष्टकम्

તત્ત્વદ્રષ્ટિ—બાહ્યદષ્ટિ જીવ દુનિયાના બાહ્ય પદાર્થોમા મુંઝાઈ જાય છે પરંતુ તત્ત્વદષ્ટિ તો નિર્મળ એવા આત્મ સ્વરૂપમાજ નિમગ્ન થાય છે, તે અદ્દશ્ય દુનિયાની માયામા સુખબુદ્ધિથી ફસાતો નથી બાહ્યદષ્ટિને જે દેખવાથી મોહ વધે છે, તેજ વસ્તુ દેખીને તત્ત્વદષ્ટિને વૈરાગ્ય જાગે છે બાહ્ય દષ્ટિને સ્ત્રી અમૃત જેવી લાગે છે તેજ સ્ત્રી તત્ત્વદષ્ટિને તો વિષ જેવી લાગે છે બાહ્યદષ્ટિ સુંદર શરીર દેખી મૂઢ બની જાય છે, તત્ત્વદષ્ટિ તેથી વિરક્ત રહે છે મૂઢ દષ્ટિ હાથી ઘોડાની સાહેબી દેખી મનમા હરખાય છે, તત્ત્વદષ્ટિ તેમા મધ્યસ્થ રહે છે ભસ્મ ચોળવાથી અને કેશનો લોચ કરવાથી કોઈને બાહ્યદષ્ટિ મહંત માને છે, અને તત્ત્વદષ્ટિ તો જ્ઞાન સંપદાથીજ સામાને સાધુ સમજે છે, એવા કરૂણા સાગર તત્ત્વદષ્ટિ સાધુઓ જગતના એકાંત ઉપકારને માટેજ નિર્માયા છે

## (૨૦) सर्व समृध्धि—अष्टकम्

સર્વગુણસંપન્ન—બાહ્યદષ્ટિપણું ટળવાથી અને અંતરંગ

દૃષ્ટિ જાગવાથી ત્યાગી—યોગી પુરૂષોને અ તરની સર્વ સ પદા સ્ફુટતર માલુમ પડે છે જ્ઞાનરૂપ વિમાન, ચારિત્રરૂપ વજ્ર, સ માધિરૂપ ન દન (વન) અને સમતારૂપી શચી (ઇંદ્રાણી) યોગે અગાધ સુખમા મગ્ન રહેનાર મુનિ ઈંદ્રથી કાઈ ન્યૂન નથી, તેવીજ રીતે મોહાદિક શત્રુનો પરાભવ કરી અખ ડ સ યમ સામ્રાજ્યને ભોગવનાર મુનિ ચક્રવર્તી સમાન છે જ્ઞાનામૃતનુ અહોનિશ પાન કરી ક્ષમા ગુણને યથાર્થ પાળનાર મુનિ નાગેંદ્રથી ન્યૂન નથી વળી અધ્યાત્મ કૈલાસમા વિલાસ કરતા વિવેક વૃષભ ઉપર આરૂઢ થએલા અને વિરતિ—જ્ઞપ્તિરૂપ ગ ગા ગૌરી યુક્ત મુનિરાજ શ કર સમાન છે નરકાદિકનો ક્ષય કરનાર અને આત્માના સહજ સુખ સાગરમા મગ્ન થઇ રહેલા મુનિ નારા યણ તુલ્ય છે પરની સહાય વિના અ તરગ ગુણની સૃષ્ટિ કરનાર સાધુ બાહ્ય સૃષ્ટિ કરનાર બ્રહ્માથી પણ અધિક છે સિદ્ધ યોગી એવા મુનિરાજને રત્નત્રયીથી પવિત્ર એવી અર્હંત્ પદવી પણ દૂર નથી અર્થાત્ પરમ પવિત્ર અર્હંત્ પદવી પણ નિર્મળ ચારિત્રપાત્ર મુનિને સુખે સંપ્રાપ્ત થઈ શકે છે

## (२१) कर्म विपाक ध्यानाष्टकम्

**ધર્મધ્યાની**—જગત્ માત્રને કર્મવશ વર્તી જાણનાર મુનિ સુખ દુ ખમા સમભાવે રહે છે, શુભા શુભ કર્મના પ્રભાવથીજ પ્રાણી ક્ષણમા ર ક અને ક્ષણમા રાય બને છે, કર્મની ગતિ વાકી છે ઉપશમ શ્રેણી ઉપર આરૂઢ થએલ શ્રુત કેવળીને પણ, તે ક્ષણવારમા ગબડાવી પાડે છે કર્મને કઇ શરમ નથી, તે સાધુ સ તના પણ છિદ્ર જોયા કરે છે, અને છળને પામીને સ તોષ માને છે, એવા દુષ્ટ કર્મના સ્વરૂપને સારી રીતે સમજનાર

સાધુ, સયમને સાવધાનપણે પાળવા સદા તત્પર રહે છે એવા
અપ્રમત્ત મુનિજ અક્ષય સુખના મેવાને આસ્વાદી શકે છે

## (૨૨) भव उद्वेगाष्टकम्

ભવોદ્વિગ્ન—આધિ, વ્યાધિ, ઉપાધિ, રોગ, શોક, સ
યોગ, વિયોગ, જન્મ, જરા અને મરણજન્ય અનત દુ ખ
દાવાનળથી પ્રજ્વળતી દુનિયાને દેખી ભવભીરૂ ભવ્ય તેથી ઉ
દ્વિગ્ન–ઉદાસી બને છે પણ તેના અજ્ઞાન અવિવેકથી વિષય
કષાયને વશ પડી જીવો અનેક પ્રકારની આપદાને ઉઠાવે છે
તથા દુર્બુદ્ધિ, મત્સર અને દ્રોહ આદિક દોષોને સેવી અનત
કાળ સુધી દુ ખ દાવાનળમા પચાય છે આ દુ ખદરીયાની
પાર જવાને જ્ઞાની વિવેકી સર્વથા અભિલાષા રાખે છે, તે માટે
જ સ્વાધીનપણે સમજપૂર્વક સર્વ દુ ખ સહન કરે છે અર્થાત
અનેક પ્રકારના અનુકૂળ તથા પ્રતિકૂળ ઉપસર્ગ અને પરિ
ષહોને અદીનપણે સહે છે તેથી સર્વ ભવભયનો સર્વથા અત
કરીને તે અક્ષયપદને પામે છે એવા ભવભીરૂ મુમુક્ષુઓને વાર
વાર નમસ્કાર।

## (૨૩) लोकसज्ञा त्यागाष्टकम्

લોકસજ્ઞાત્યાગી—લોકોત્તર સ્થિતિને સેવનાર સાધુ
લોકપ્રવાહમા તણાતા નથી "જન મનરજન ધર્મનુ મૂલ્ય ન
એક બદામ" વાત તે સારી રીતે સમજે છે એ તો
બોરને બદલે ચિતામણી રત્ન દઈ દેવા જેવુ છે એમ સમજી
સાધુ સજહસની પેરે સામે પૂરે ચાલે છે. લોકપ્રવાહે ચા
લતા તો કદાપિ ભવનો અત આવેજ નહિ મિથ્યામતિજ

એવો માર્ગ આદરે છે, તેથીજ તે ભવ ભ્રમણા કર્યા કરે છે મુનિ-હંસોની ગતિ ન્યારીજ છે એવા સત્પુરૂષો સ્વભાવિક રીતેજ થોડા હોય છે જે મુનિ મૂળ માર્ગને મરડી સ્વચ્છંદ પણે ચાલે છે તેમના અંતે બૂરા હાલ થાય છે એમ વિચારી ભરત મહારાજ અને પ્રસન્નચંદ્ર રાજર્ષિની માફક ભવભીરૂપણે સદ્ધર્મ સેવવા સાવધાન થઇ રહેવુ એજ ખરો મુનિમાર્ગ છે એવા આત્માર્થી સાધુજ સર્વ વિભાવને વમી સર્વોત્તમ સુખને સાધી-પામી શકે છે

## (૨૪) शास्त्राष्टकम्

શાસ્ત્રચક્ષુ—એમયજ્ઞસાધુ શાસ્ત્ર ચક્ષુ કહેવાય છે, શાસ્ત્ર રૂપચક્ષુવડે સાધુ ત્રિલોકના સર્વ ભાવને સામા ખડા હોય એમ દેખે છે મોક્ષનો માર્ગ બતાવે અને દુર્ગતિથી બચાવે તેજ શાસ્ત્ર કહેવાય છે સર્વથા રાગ દ્વષાદિક વિકાર રહિત વીતરાગ સિવાય એવુ એકાંત હિતકારી શાસ્ત્ર કોણ કથી શકે? શાસ્ત્રનુ બહુમાન કરવાથી વીતરાગનુજ બહુમાન કર્યું સમજવુ શાસ્ત્રદીપક વિના જડ લોકો ક્ષણે ક્ષણે સ્ખલના પામે છે શાસ્ત્ર આજ્ઞાની ઉપેક્ષા કરનારની સર્વ કરણી નિષ્ફળ થાય છે આ દુષમ કાળમા શાસ્ત્રનોજ ખરો આધાર છે, તેથી અજ્ઞાન દૂર થયા કરે છે શાસ્ત્ર વિરૂદ્ધ બોલનાર તેમજ વર્તનાર વિરાધક ભાવને પામી અધોગતિને પામે છે અને શાસ્ત્રોક્ત આચારને માનનાર, શાસ્ત્રના જાણકાર, શાસ્ત્રોક્ત માર્ગને પ્રરૂપનાર તથા સદા શાસ્ત્રમાજ દષ્ટિ નાખનાર મહાશયો મહોદયને પામે છે

## (૨૫) परिग्रहाष्टकम्

નિષ્પરિગ્રહી—ધન ધાન્યાદિક નવવિધ બાહ્ય પરિગ્રહ ને મિથ્યાત્વ કષાયાદિક અભ્યતર પરિગ્રહ આત્માને અત્યત અહિતકારી છે, એમ સમજી સાધક પુરૂષ સર્વ મૂર્છાને શ-માવે છે મૂર્છા રહિત મહાત્મા સર્વત્ર પૂજાય છે અતર પરિગ્રહ તજ્યા વિના કેવળબાહ્ય ત્યાગથી કઇ વળતુ નથી 'સર્વ' પરિગ્રહ તજનારના સકળ કર્મનો ક્ષય થઇ જાય છે, એમ સં-મજી સાધુ પુરૂષો સર્વ પરિગ્રહને તજે છે મૂર્છાને જ જ્ઞાની પુરૂષો પરિગ્રહ રૂપ લેખે છે મૂર્છા રહિતને દુનિયામા કયાય લેપ લાગતોજ નથી

## (૨૬) अनुभवाष्टकम्

સ્વાનુભવી—જેને કેવળજ્ઞાન તરતમા પ્રગટ થવાનુ હોય નિજ-સ્વાનુભવ પ્રગટે છે અનુભવ જ્ઞાનથીજ આ ભયકર ભવ અટવીનો પાર પમાય છે, સ્વાનુભવીને ચોથી ઉજાગર દશાજ સભવે છે કેમકે સર્વ કલ્પના જાળ તેમાજ તૂટે છે, અનુભવ જ્ઞાનવડેજ પરમાત્મપદ પ્રાપ્ત થાય છે

## (૨૭) योगाष्टकम्

યોગનિષ્ઠ—મોક્ષ માર્ગને અનુકુળ આચાર સેવનાર સાધુ યોગનિષ્ઠ કહેવાય છે આલબનાદિક અનેક પ્રકારના યોગ છે તે પણ પ્રત્યેકના પ્રીતિ, ભક્તિ, આજ્ઞા અને અસગ એમ ચાર ચાર ભેદ થાય છે રૂપી અને અરૂપી એમ બે પ્રકારનુ આલબન હોય છે નિરાવલબન યોગ સર્વથી શ્રેષ્ઠ છે સ્વસ્વ અધિકાર અનુસારે યોગાનુષ્ઠાન સુખદાયી થાય છે યોગનિષ્ઠ તે અવિચળ પદવીને પ્રાપ્ત થાય છે

## (૨૮) नियागाष्टकम्

**ભાવયાજ્ઞિક** —પરમાત્મ સ્વરૂપમા લયલીન થનાર ભાવ યાજ્ઞિક છે સર્વ કામનાને શમાવી આત્મશુદ્ધિને માટેજ યત્ન કરનાર ભાવયાજ્ઞિક હોઇ શકે છે નિરાશીભાવે પ્રભુ આજ્ઞાનુ પાલન કરવું એજ ભાવયજ્ઞ છે તેથી અહિંસાદિક મહાનતોનુ યથાર્થ પાલન કરવુ એજ આત્માર્થી પુરૂષોને ઉચિત છે સતપુરૂષોનો એ સનાતન માર્ગ છે ગૃહસ્થને તો પવિત્ર લક્ષથી પરમાત્માની પૂજા કરવી પણ જરૂરની છે, તેથી પાપ આશ્રવનો નિરોધ અને પરિણામની શુધ્ધિ થાય છે સ્થૂલ અહિંસાદિક વ્રતોનુ આરાધન કરવું, ગુણવાન સાધુ પુરૂષોનુ બહુમાન કરવું વિગેરે આત્માર્થી શ્રાવકને ઉચિત કર્તવ્ય છે

## (૨૯) पूजाष्टकम्

**ભાવપૂજા પરાયણ** —સર્વ આરંભના ત્યાગી સાધુ ભાવ પૂજાનાજ અધિકારી છે, અને આરંભ સમારંભમા અહોનિશ વર્તનાર ગૃહસ્થ દ્રવ્યપૂજાના અધિકારી છે દ્રવ્યપૂજા ભાવ પ્રગટાવવા પુષ્ટ કારણભૂત છે, તેથી તેનો અનાદર કરતા ગૃહસ્થને હિત હોઈ શકે નહિ

સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રનુ નિસ્પૃહતાથી પાલન કરવું એ ભાવપૂજન છે, યાવત્ ઉક્ત રત્નત્રયીને અનુકૂળ જે જે પ્રવૃત્તિ કરવી તે તે સર્વ ભાવપૂજારૂપ છે અર્થાત્ સદ્ગુણોનો સાક્ષાત્ અભ્યાસ કરવો એ ભાવપૂજા છે અને સદ્ગુણી પુરૂષોની વિવિધ દ્રવ્યોવડે સેવા ભક્તિ કરવી એ દ્રવ્યપૂજા છે પરમાત્માની પૂજા કરતા-આત્મા પોતેજ પરમાત્મ પદવીને પ્રાપ્ત કરી શકે છે

## (૩૦) ध्याताष्टकम्.

ધ્યાની—ધ્યાતા ધ્યેય અને ધ્યાન એ ત્રણે એકતાને પામ્યા છે તેના સર્વ દુખનો અંત આવ્યો છે નિર્મળ ધ્યાનના બળથી મોહ ક્ષીણ થયે છતે અંતર આત્મા પરમાત્મ સ્વરૂપને પામે છે જીતેંદ્રિય, ધીર, પ્રશાન્ત, સ્થિર, સુખાસન સેવી, નાસાગ્રે નેત્ર સ્થાપી રાખનાર, મનોવિકારને રોકનાર, પ્રસન્ન, અપ્રમત્ત અને જ્ઞાનામૃતને ચાહનાર, અનુપમ આત્મ ઋદ્ધિનીજ વૃદ્ધિ કરનાર ધ્યાની પુરુષની હોડ કોઈ પણ કરી શકે તેમ નથી આત્મ ધ્યાની પુરૂષોજ જગતમા ધન્ય છે

## (૩૧) तपाष्टकम्.

તપસ્વી —કર્મને શોષવનાર જ્ઞાન ધ્યાનને જ્ઞાની પુરૂષો અભ્યંતર તપ કહે છે ઉપવાસ ઉણોદરી પ્રમુખ બાહ્યતપ અભ્યંતરતપની પુષ્ટિને માટે છે, ઇંદ્રિયોને વશવર્તીપણું એ અનાદિની બાળચાલ છે, અને એજ ઇંદ્રિયોને વશ કરી લેવી એ પરમ તપ છે જેમ વ્યાપારી શીત, તાપ વિગેરે લેખતો નથી તેમ તત્ત્વજ્ઞાની પણ પરિષહ ઉપસર્ગ પ્રમુખથી ડરતો નથી, એ સર્વ કષ્ટ આનંદથી સહે છે, તપ કરવામા પ્રગટપણે અનેક ફાયદા છતા તેને કેવળ કષ્ટરૂપ માની જે તજે છે તે દુર્બુદ્ધિ છે જેથી જ્ઞાન ધ્યાનની વૃદ્ધિ થાય અને વિષય કષાયાદિક દોષો દૂર થાય યાવત્ આત્મા નિર્મળ થાય એવા તપને ધન્ય પુરૂષોજ સેવે છે

## (૩૨) सर्वनयाश्रय अष्टकम्

સર્વનયજ્ઞ—પૂર્વે સંક્ષેપથી કહેલા સર્વ નયોના સ્વરૂપ

ને યથાર્થ સમજનાર, સમયગ્ ચારિત્રગુણમા લીન થાય છે એવાજ પુરૂષ સમવૃત્તિના સુખનો આસ્વાદ કરી શકે છે સ્યાત્ પદ લાછિત સર્વનય વચનપ્રમાણ થઈ શકે છે સર્વ નયજ્ઞ સર્વત્ર તટસ્થ રહી શકે છે તેથીજ તેને સર્વ સ્થળે શ્રેય સભવે છે સર્વનય રહસ્યયુકત જૈન મતને જાણનાર અને અનુસરનારનુ અવશ્ય કલ્યાણ થાય છે જેમના દીલમા એનુ સ્વરૂપ યથાર્થ સમજાયુ છે એમને ધન્ય છે, નિશ્ચય અને વ્યવહારમા કે જ્ઞાન અને ક્રિયામા પક્ષપાતપણુ તજીને ઉભયમા સમભાવ રાખનારનીજ આત્મ ઉન્નતિ થઇ શકે છે એ ઉભયનુ યથાવિધ આરાધન કરનાર સર્વનયજ્ઞનુ સર્વથા શ્રેય છે નિર્વિકાર અને નિરાબાધ એવા જ્ઞાનામૃતનુ પાન કરી નિરાશી ભાવે રહેનાર મહાપુરૂષને જીવનમુકતપણુ છે એને મોહઅગ્નિ બાળી શકતો નથી તત્ત્વદષ્ટિથી કરાતી કરણી કલ્યાણકારી છે, નિર્મળ જ્ઞાન જ્યોતિવતને રાગ-દ્વેષાદિક વિકાર સભવતા નથી નિર્મળજ્ઞાન, વિવેકી સૂર્યની જેમ ઉપગારી છે, સમજ વિનાની લુખી કરણીથી કઇ કલ્યાણ નથી, તેથી હરેક કરણી સારી રીતે સમજીનેજ કરવામા ખરૂ હિત સમાએલુ છે

> पक्षपातो न मे वीरे, न द्वेष कपिलादिषु,
> युक्तिमद्वचन यस्य, तस्य कार्य परिग्रह ॥

उ यशोविजयजी (શ્રીમાન્ હરિભદ્રસૂરિ)

ॐ थी परमात्मने नम

# અષ્ટ સામાયિક શબ્દ સ્ફુરણા

ધ્યાનરૂપ-જળનો પ્રવાહ કરૂણારૂપ નદીમા સમતારૂપ પૂરને સારશે ત્યારે ઉક્ત નદીના કાઠે રહેલા વિકાર-રૂપ વૃક્ષોને ઉન્મૂલન કરી ઘસડી જશે

જ્ઞાનસાર

## ચિન્તનીય ધ્યાન—વિચારો.

(૧)

પ્ર૦ હુ સામાયિક કરૂ છુ એટલે શુ ?

ઉ૦ હુ મારી ચિત્તવૃત્તિ શાન્ત કરૂ છુ

મન-સરોવરમા વાસનારૂપી મોજા જ્યા સુધી ઉછળતા હોય અને જ્યા સુધી તે શાન્ત થાય નહિ ત્યા સુધી સરો વરની અદર રહેલ રત્નરાશિ જણાય નહિ માટે સામાયિકની અદર સૌથી પ્રથમ સામાયિક કરનારે ચિત્તવૃત્તિ શાન્ત કરવી જોઈએ

### ચિત્તવૃત્તિ શાન્ત કરવાના ઉપાયો

ચિત્તવૃત્તિને શાન્ત ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક ભાવ એ ત્રણ તથા ઔદયિક અને પારિણામિક એ બે ભાવ મળી પાચ ભાવો જીવના સ્વતત્ત્વ છે એટલે જીવને તે ભાવ હોય છે તેનુ યથાસ્થિત સ્વરૂપ વિચારવુ વળી ઉપશમ, સવર ને વિવેકની વિચારણાથી ચિલાતીપુત્રે કેવી રીતે ચિત્તવૃત્તિ શાન્ત કરી અને સદગતિ પ્રાપ્ત કરી તે માટે વાચો ચિલાતિપુત્રની કથા પાને ૫૦ મે ?

(૨)

પ્ર૦ હું સામાયિક કરૂ છુ એટલે શુ ?

ઉ૦ હું સમભાવમા સ્થિર થાઉ છુ

મન, વચન અને કાયામા જ્યારે સ્થિરતા પ્રાપ્ત થાય છે ત્યારેજ રાત્રિ યા દિવસ તેમજ ગ્રામ વા અરણ્ય સર્વ સ્થળે સમશીલપણું ભાસે છે

છાશના સયોગથી દૂધનો સ્વભાવ જેમ બદલાઇ જાય છે તેમ ચચળતા અસ્થિરતા વડે જ્ઞાનરૂપ પલટાઇ જઈ, લોભ વિયોગરૂપ કુચા તેમા પ્રગટાવે છે માટે વિચારપૂર્વક ચચ ળતાનો ત્યાગ કરવો યોગ્ય છે

## સ્થિરતા પ્રાપ્ત કરવાના ઉપાયો

आणाए धम्मो, उपयोगा धम्मा અને परिणामे बंध આ જીનેદ્ર પ્રણિત સોનેરી સૂત્રોના યથાર્થ જ્ઞાનથી સ્થિરતા અનુભવાશે અને સ્થિરતા અનુભવાતા સમકિતની પ્રાપ્તિ થશે અને સમકિતની સદ્દહણા (શ્રદ્ધા) પ્રાપ્ત થતા નિડરતા પ્રાપ્ત થશે અને નિડરતા પ્રાપ્ત થતા સત્ય વકતા થવાશે આ માટે વાચો કાલિકાચાર્યની કથા પાને ૪

(૩)

પ્ર૦ હુ સામાયિક કરૂ છુ એટલે શુ ?

ઉ૦ હુ મધ્યસ્થ ભાવનાનુ સેવન કરૂ છુ

મધ્યસ્થ પુરૂષો અતર આત્મા વડે શુદ્ધ આશયમા સ્થિત રહે છે, તેમ તેઓ શમ-શીલ ભાવે પણ રહી શકે છે પ્ર સગે રાગ યા દ્વેષને ધારણ કરતા નથી અને તત્ત્વા તત્ત્વનો

નિર્ણય કરી યોગ્યને ગ્રહણ કરે છે અને અયોગ્યને ત્યજી દે છે કોઇના દ્વેષ કે ગુણમા ચિત્ત લાગી જાય તો આત્મ વિચારણામા સ્થિત થાય છે આ માધ્યસ્થ પુરૂષના લક્ષણો હોય છે

## મધ્યસ્થતા પ્રાપ્ત કરવાના ઉપાયો

મધ્યસ્થપણુ પ્રાપ્ત કરવા (૧) અનિત્ય (૨) અશરણ (૩) સંસાર (૪) એકત્વ (૫) અન્યત્વ (૬) અશુચિત્વ (૭) આશ્રવ (૮) સંવર (૯) નિર્જરા (૧૦) લોક સ્વરૂપ (૧૧) બોધિ દુર્લભ અને (૧૨) ધર્મ ભાવનાઓનુ યથાર્થ સ્વરૂપ વિચારવુ જેથી મધ્યસ્થ ભાવનાનો આવિર્ભાવ થશે દૃષ્ટાન્ત ય. જેમ જમીનમાથી ખાતર અને પાણી લઈ મજબુત થાય છે તેમ હૃદયની અંદર વિશુદ્ધ ભાવે આ ભાવનાઓનુ સ્વરૂપ વિચારતા ચિત્તવૃત્તિ દૃષ્ટાન્ત થડની માફક સ્થિરતા અનુભવશે આ મધ્યસ્થપરિણામિ જીવ, ઉપકાર કરનાર પર રાગ કરતો નથી, તેમ અપકાર કરનાર પર દ્વેષ ધરતો નથી પણ તે સમભાવમાં તલ્લીન રહી શુભાશુભ કર્મોનો ઉચ્છેદ કરી ક્ષીણમોહી થઇ કેવળજ્ઞાન પામે છે આ માટે વાંચો દમદત્તમુનિની કથા પાને ૪૧

(૪)

પ્ર૦ હુ સામાયિક કરૂ છુ એટલે શુ ?

ઉ૦ હુ વિશ્વદૃષ્ટિ જાગૃત કરૂ છુ

• વિશ્વદૃષ્ટિવાળા જીવો કર્મની વિશમતાને નહિ ઇચ્છતા પ્રાણી માત્રને સરખા દેખે છે તેથી તે આખુ જગત આત્મ ભાવે અભેદરૂપ છે એમ જાણે છે અને તે જાણનાર થઈ, મોક્ષ મેળવી શકે છે

## આ વિશ્વદૃષ્ટિ ખીલવવાના ઉપાયો

आत्मवत् सर्वे भूतेषु य पश्यति स पश्यति જેઓ પોતાના આત્માની સમાન સર્વને નિહાળી શકે છે તેઓજ વિશ્વદૃષ્ટિ ધારક ગણાય છે

વિશ્વદૃષ્ટિ ધારકે ક્રોધ, માન, માયા અને લોભ એ ચ ડાળ ચોકડીનો સતત નાશ કરવો જોઇએ કારણ કે તેથી કરી નાના મોટાપણાના, ઉચ્ચ નીચ પણાના ભેદ જતા રહે છે અને સોને એક સરખી રીતે નિહાળાય છે ક્રોધનો, અહ-વૃત્તિનો, મોહનો અને તૃષ્ણાનો છેદ થતા શાંતિ, સરળતા, મૃદુતા, સાદાઈ અને સતોષનો ઉદય થાય છે આથી સર્વ બધુઓની સાથે આત્મભાવે જોવાની દૃષ્ટિ જાગૃત થાય છે અને જ્યારે તમામ જીવો પ્રત્યે સમભાવની દૃષ્ટિ જાગૃત થાય છે ત્યારે તે સમય પ્રાપ્ત થતે પર જીવોને દુ ખરૂપ ન થતા, ક્ષુદ્રમા ક્ષુદ્ર જીવને માટે પણ પોતાના પ્રાણનુ બળિદાન આપવા તત્પર થાય છે. આ માટે જુઓ ધર્મરૂચી મુનિની કથા પાને ૫૫ મે

(૫)

પ્ર૦ હું સામાયિક કરૂ છુ એટલે શુ?

ઉ૦ હુ સમદૃષ્ટિ ખીલવું છુ

શમ વચનામૃત વડે જેનુ હૃદય રાત્રિદિવસ આર્દ્ર રહે છે તેને રાગ,રૂપ સર્પના વિષની ઉર્મિ કલેશ પમાડવાને સ-મર્થ નથી

## સમદૃષ્ટિ પ્રાપ્ત કરવાના ઉપાયો

જ્યારે સોના અને પથ્થરને, નિંદકને તેમ વંદકને, સ-રખા ગણવાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે ત્યારેજ તે સમદૃષ્ટિ જીવ કહેવાય છે

જે આનદને અને વિષાદને સરખા ગણે છે આ સમદૃષ્ટિ જ્યારે આ જ ગત નિ સાર જણાય છે ત્યારેજ ઉત્પન્ન થાય છે અને સારમાં સારભુત એવું જે આત્મજ્ઞાન પ્રાપ્ત થાય ત્યારેજ આ જગતને નિ સાર રૂપે અનુભવાય છે જ્યારે દૃષ્ટિમર્યાદા સન્મુખ સપૂર્ણ આત્મજ્ઞાન ધારી પરમાત્માની મૂર્તિ ખડી કરી તેની સ્તવનામા ભક્તિમા લીન થવાય છે ત્યારેજ ખરૂ આત્મજ્ઞાન પમાય છે જેવો આદર્શ મુખ આગળ ખડો હોય છે તેવીજ પ્રવૃત્તિ થાય છે માટે સમદૃષ્ટિ ખીલવનારે શ્રી અરિહ ત પ્રભુની મૂર્તિ ધ્યાનમા ખડી કરી તેમની ભક્તિમા તલ્લીન થવું આ સમદૃષ્ટિ પ્રાપ્ત કરવાનો સરળ માર્ગ છે સર્વ જીવ પ્રત્યે સમદૃષ્ટિ પ્રાપ્ત થતા સર્વે પશુપખી પ્રાણીઓને સરખા ગણવાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને સર્વ જીવને આત્મભાવે જોવાથી દયાની લાગણી તીવ્ર બને છે અને સમય પરત્વે પશુ પખીની ખાતર પોતાના પ્રાણનુ પણ બલિદાન અપાય છે આ માટે વાચો મેતાર્ય મુનિવરની કથા પાને ૪૪

( ૬ )

પ્ર૦ હુ સામાયિક કરૂ છુ એટલે શુ ?

ઉ૦ હુ સમતા રસમા ઝીલુ છુ

સમતા રસના આસ્વાદન વડે આત્મા અતીંદ્રિય તૃપ્તિ પામે છે અને તે આત્મિક ગુણથી થએલી તૃપ્તિ ચિરકાળ સ્થિર રહે છે

આત્માનદમા મગ્નપુરૂષ નિરતર ઇંદ્રિયોના સમૂહને પોતાના કબજામા રાખે છે તેમજ મનની નિશ્ચલતા મેળવી જ્ઞાન ગ્રહણ કરવાજ ઉદ્યમી હોય છે

## સમતારસ પ્રાપ્તિના ઉપાયો.

શ્રી ભગવતે બતાવેલ ત્રિપદિના સિદ્ધાંતનું જ્યારે રહસ્ય સમજાય છે-નિત્યાનિત્ય માર્ગનું સ્વરૂપ જણાય છે, ત્યારેજ વાસ્તવિક સમતારસ ઉત્પન્ન થાય છે અને આથીજ મનુષ્યને ખાત્રી થાય છે કે "વસ્તુમાત્ર પરિણમન શીલ છે" ઈષ્ટ વસ્તુને જોઇ તેથી તે ફૂલાતો નથી તેમ અનિષ્ટ વસ્તુ જોઇને તેના પર તિરસ્કાર લાવતો નથી વસ્તુના પર્યાયનું યથાર્થ જ્ઞાન થવાથી મુમુક્ષુઓ પોતાનો સમભાવ ટકાવી રાખી મધ્યસ્થ રહી શકે છે અને તે કષાયોની ચિકાશમા પડતા નથી ત્રિપદીના સિદ્ધાંતથી થોડામાં જીત શત્રુરાજા મરણને કાંઠે આવેલો છતા આત્મજ્ઞાન પ્રાપ્ત કરી પોતાની સદ્ગતિ પ્રાપ્ત કરી શક્યો આ માટે વાંચો જીતશત્રુ રાજાની કથા પાને ૫૨ મે

(૭)

પ્ર૦ હું સામાયિક કરૂં છું એટલે શું?

ઉ૦ હું આત્મજ્ઞાનમા પ્રવેશ કરૂં છું

પૌદ્ગલિક વિષયોના ઉછાળા વિષનાજ ઉદ્ગારો કઢાવે છે અને તેજ પૌદ્ગલિક અતૃપ્તિ માનવી આત્મિક ભાવથી થએલી તૃપ્તિ શુદ્ધ છે અને પર પરાએ ધ્યાનની ધારાને વિસ્તારે છે

## આત્મજ્ઞાન પ્રવેશના ઉપાયો.

આત્મજ્ઞાન પ્રવેશના ઉપાસકે હંમેશા સદ્‌વિચારોનું સેવન કરવું કારણ કે જેવા વિચાર તેવા આચાર સદ્‌વિચારોથી ઇંદ્રિયનિગ્રહ થાય છે અને ઇંદ્રિયનિગ્રહથી મનોનિગ્રહ

થાય છે અને મનોનિગ્રહથી ધ્યાન થઇ શકે છે અને
યાનથી મોક્ષ પમાય છે જેથી સત્ વિચારો એ ઉત્તરોત્તર
મોક્ષ પ્રાપ્તિનુ કારણ છે માટે આત્મહિતચિંતકોએ હમેશા
સદ્ વિચારોનુ સેવન કરવું, તેમા સામાયિક વ્રતમા તો તેનુ
ખાસ પાલન કરવુ ઇલાચીકુમાર ને સદ્વિચારો આવવાથી
તેના મોહનો અંધારાનો પડદો દૂર થયો અને તેનુ ભાન થયુ
કે આ લોકમા જે કોઇ સુંદરમા સુંદર વસ્તુ હોયતો તે આત્મા
છે ખરૂ સૌન્દર્ય તો આત્માનુ જ છે આ માટે વાંચો ધનદત્ત
શેઠની કથા પાને ૫૮ મે

(૮)

પ્ર૦ હુ સામાયિક કરૂ છુ એટલે શુ ?

ઉ૦ હુ તૃષ્ણાને તિલાંજલી આપુ છુ

ક્ષણેક્ષણે હૃદયમા અનેક પ્રકારની તૃષ્ણાઓ સ્ફુરાયમાન થાય છે અને તે ફક્ત મૃગ-તૃષ્ણા સમાન છે છતા જ્ઞાનરૂપ અમૃતને ત્યજી દઇને મૂર્ખ નાદાન માણસ તૃષ્ણાનુ પોષણ કરવા ખાલી દોડે છે

## તૃષ્ણા ત્યાગના ઉપાયો

ઇચ્છારાધન તપકરો-ઇચ્છાઓ—વાસનાઓ—તૃષ્ણાઓનુ ઉન્મૂલન કરનાર તપ છે બાહ્ય અને અભ્યતર તપશ્ચર્યા કરતા થકા મુનિ મહાત્માઓ મૂળ અને ઉત્તર ગુણની શ્રેણી રૂપ સમૃદ્ધિ મેળવે છે માટે તૃષ્ણાના રોધકે પ્રત્યાખ્યાનનુ પાલન કરવુ પોટિલ્લદેવે પ્રત્યાખ્યાનથી અમાત્ય તેયલિ પુત્રને ઇંદ્રિયના વિષયસુખોમાથી છોડાવ્યો જેથી તે સિદ્ધ બુદ્ધ અને મુક્ત થયો આ માટે જુઓ અમાત્ય તેયલિ પુત્રની કથા પાને ૬૦ મે